# પરિચય

મુસલમાન કોમમાં સાંસારિક રીતરિવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રચાર થાય એવાં પુસ્તકો ઇનામ આપીને રચાવવા માટે કાઠિયાવાડના ધોરાજી ગામના વતની અને વેપારઅર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ દાઉદ સુલેમાન આદમહમદ લોધિયાએ રૂા. ૭૫૦૦)ની ત્રણ ટકાની સરકારી પ્રોમિસરી નોટો સન ૧૯૦૨માં સોસાયટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં વધારો થાય એ માટે સોસાયટીએ એ જ સાલમાં સદરહુ નોટો વેચી એના અમદાવાદ મ્યુનિસિપાલિટીના સવાચાર ટકાના રૂા. ૨૭૦૦)ના ડિબેન્ચરો લીધા છે. એના વ્યાજમાંથી "મેમણ દાઉદ સુલેમાન આદમહમદ લોધિયા ગ્રંથમાળા"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:

| | | | |
|---|---|---|---|
| ૩. | સર સૈયદ એહમદનુ જીવનચરિત્ર | મહેબૂબમિયાં ઇમામબક્ષ કાદરી | ૦–૮–૦ |
| ૪. | મિરાતે સિકંદરી | આત્મારામ મો. દીવાનજી | ૧–૦–૦ |
| ૫. | અયામા | અમીરમિયાં હમદૂમિયાં ફારૂકી | ૦-૧૦-૦ |
| ૬. | મિરાતે સિકંદરી વૉ. ૨ ખ. ૧ | દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી | ૧–૦–૦ |
| ૭. | ,, ,, ખં. ૨ | ,, | ૧–૦–૦ |
| ૮. | ,, ,, ખ. ૩ | ,, | ૧–૦–૦ |
| ૯. | ,, ,, ખં. ૪ | ,, | ૧–૦–૦ |
| ૧૦. | ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રથો | ,, | ૧–૦–૦ |
| ૧૧. | ગુજરાતનો ઇતિહાસ, ૧ | મૌ. અબુઝફર નદવી | ૨–૦–૦ |
| ૧૨. | ઉમર ખય્યામ | અનુ. અબ્બાસ મુલ્લાં નઝરઅલી રાજકોટવાળા | ૨–૦–૦ |
| ૧૩. | ગુજરાતનો ઇતિહાસ, ૨ | મૌ. અબુઝફર નદવી | ૧–૮–૦ |

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું

## દિલ્હીની સત્તા નીચે ગુજરાત

# પ્રકરણ ૧ લું

## દિલ્હીની સત્તા નીચે ગુજરાત

### : ૧ :

### અલાઉદ્દીન ખલજી

ખલજ કોમ વિશે ફરિશ્તાએ જેવું લખ્યું છે લગભગ તેવું જ બદાયૂનીએ પણ લખ્યું છે. 'ખલજ' અસલ 'કલજ' હતું, જેનો અર્થ તુર્કી ઝબાનમાં "તલવાર" થાય છે. લોકોએ 'ક' નો 'ખ' કરી "કલજ" નું "ખલજ" બનાવ્યું. અને નૂહના પુત્રોમાંના એકનું નામ 'ખલજ" હતુ, જેમાંથી "ખલજી" કોમ થઈ. ખલજી કોમ અસલ તુર્કી નસલથી હતી. તે કોઈ ન જાણે એવા જૂના સમયમાં તુર્કસ્તાનથી નીકળી, અફઘાનિસ્તાનના ઇલાકામાં વસી હતી. લોકોના મેળાપથી તેમને અફઘાની બનાવી દીધા. એ એક બહાદુર કોમ હતી. અને તેથી આપણે જોઈએ છીએ કે મહમૂદ ગઝનવીની ફોજમાં એ કોમના માણસો જુદા જુદા હોદ્દા ઉપર હતા. ગોરીના સમયમાં પણ ખલજી લોકો જુદા જુદા હોદ્દા ઉપર નજરે પડે છે. અને ખાસ કરીને બંગાળા અને બિહારનો વિજેતા એક ખલજી જ (મોહમ્મદ બિન બખ્તિયાર ખલજી) છે જેણે પોતાની બહાદુરીથી દુનિયાને હેરતમંદ બનાવી દીધી હતી. એક મસ્ત હાથીને પોતાની મજબૂત ગદાથી પાછા હઠવાની ફરજ પાડી. અને ફક્ત અઢાર સવારોથી બંગાળાનું પાયતખ્ત "નદિયા" જીતી લીધું.[1] તેના પછી શમ્સુદ્દીન અલ્તમશ અને ગિયાસુદ્દીન બલબનના સમયમાં પણ જુદી જુદી જગ્યાએ સૂબેદારી માટે ખલજીની નિમણૂક થતી. મલેક ફીરોઝ બિન યગ્રિશ[2] ખલજી પંજાબના સમાના જિલ્લાની છાવણીનો

૧. રિયાઝુસ સલાતીન તારીખે બંગાલ, પૃ ૬૩

૨. અસલ તુર્કી શબ્દ ઇઘિશ છે અરબીમાં યગ્રિશ થયું. તુર્કી અને હિંદીના મેળાપથી જે પેદા થયા તે આ નામથી ઓળખાતા.

નાયબ સિપાહસાલાર હતો. ગિયાસુદ્દીન બલબનના જમાનામાં તેણે મોગલો સામે એવી બહાદુરીથી મુકાબલો કર્યો કે મોગલોને હિંદમાં રહેવુ મુશ્કેલ થઇ પડ્યું. મુઇઝુદ્દીન કૈકોબાદના શરૂઆતના સમયમાં તે શાહી તબેલાનો અમલદાર હતો અને આખરી સમયમાં સિપાહ-સાલાર થયો. જ્યારે નિઝામુલ્મુલ્ક વઝીરને મુઇઝુદ્દીને પોતાના બાપ નાસિરુદીન બગરાખાન બંગાળાના હાકેમની સલાહથી ઝેર અપાવી મારી નખાવ્યો ત્યારે સલ્તનતનું કામ અવ્યવસ્થિત થઇ ગયું અને ખુદ મુઈઝુદ્દીન કૈકોબાદ અડચણોમાં આવી પડયો હતો, અને સલ્તનતનું કામ કરી શકતો નહતો, તેથી તેણે મલેક ફીરોઝ બિન યગ્રિશ ખલજી નામના સિપાહસાલારને 'શાઇસ્તાખાન'નો ખિતાબ આપી વિઝારત સોંપી આ બનાવ મુઈઝુદ્દીનના અવસાન પૂર્વે ફક્ત થોડા મહિનાનો છે. (હિ. સ. ૬૮૮–ઇ. સ. ૧૨૮૯)

### જલાલુદ્દીન ફીરોઝશાહ ખલજીનો સિક્કો

| ( એક બાજૂ ) | ( બીજી બાજૂ ) |
|---|---|
| અસ્સુલ્તાનુલ્ આઝમ | અલઇમામ |
| જલાલુદ્દુનિયા વદ્દીન | અલમુસ્તઅસિમ |
| અબુલ મુઝફ્ફર ફીરોઝશાહ | અમીરૂલમુમિનીન |
| અસ્સુલ્તાન | |

આ ચાંદીનો સિક્કો દિલ્હીમાં ઇ. સ. ૧૨૮૮ (હિ. સ. ૬૯૧) માં પાડવામાં આવ્યો.

ઈ. સ. ૧૨૯૦ (હિ. સ. ૬૮૯) માં કેટલાક તુર્કી અમીરોએ કૈકોબાદને નકામો ગણી શમ્સુદ્દીન કૈકાઉસ નામના કૈકોબાદના નાના પુત્રને શાહી તખ્ત ઉપર બેસાડવાની ઇચ્છા કરી, પરંતુ મુશ્કેલી એ હતી કે ફીરોઝ ખલજી નામના સિપાહસાલારના હાથમાં સત્તા હતી તેણે તુર્કી ઉમરાવોની સલાહથી આ કાંટા રસ્તામાંથી ફેંકી દેવાની ઇચ્છા કરી. ખલજીને પણ આની ખબર પડી ગઈ અને પૂરી ફોજી તાકતથી આ કામ કર્યું. સફળ રીતે

કીલોખળી (દિલ્હીમાં) જઈ શમ્શુદ્દીન કૈકાઉસ પર કાબુ હાંસિલ કર્યો અને તુર્ક અમીરોને જોર અને દોલતથી તાબે કરી દીધા. મુઇઝુદ્દીનના મરણ પછી કેટલાક મહિના બાદ પોતે તખ્તે શાહી ઉપર કદમ રાખી જલાલુદ્દીન ફીરોઝશાહ નામ રાખ્યું. તેનો ભત્રીજો અલાઉદ્દીન બિન નસીરુદ્દીન (કેટલાક ઇતિહાસકારોએ શિહાબુદ્દીન લખ્યું છે) જે તેનો જમાઇ પણ થતો હતો તે પોતાની સાસુ મલેકા જહાનથી નારાજ થઈ પોતાની જાગીર "કળા માણેક"માં જતો રહ્યો ત્યાંથી ફક્ત ૧૦૦૦૦ સવાર લઈ દેવગઢી (હાલનુ દોલતાબાદ, દક્ષિણમાં) ઉપર હુમલો કર્યો અને દોલતાબાદથી બેશુમાર દોલત લઈ પાછો આવ્યો. દોલતના અહંકપણાએ એને અભિમાની બનાવી દીધો અને શાહી તખ્ત પોતાને લાયક સમજી પોતાના કાકા જલાલુદ્દીન ખલજીને છેતરપિંડીથી મારી નાંખ્યો અને શાહી તાજ શિર ઉપર ધારણ કર્યો. પૈસાના જોરે દિલ્હી પર્યંત લશ્કર સાથે તે પહોંચી ગયો અને મન્જનીક મારફત સોનુ ફેંકી દિલ્હીવાળાઓને તાબે કરી લીધા. દિલ્હી પહોંચી શાહી તખ્ત ઉપર બેઠો હિ. સ. ૬૯૫ (ઈ. સ. ૧૨૯૫)ના ઝુલ્હજ્જની ૧૨મીએ પહેલો દરબાર "ગીરી" (પુરાણા દિલ્હી)માં ભર્યો,[1] જેમાં ઉમરાવોના મનસબમાં વૃદ્ધિ કરવામાં આવી અને લોકોને ઇનામો આપવામાં આવ્યાં. જેમક તારીખે ફીરોઝશાહીના કર્તા ઝિયા બર્નીના કાકા અલાઉલ્મુલ્કને અયોધ્યાના હાકેમ તરીકે અને તેના પિતા મુવય્યીદુલ્મુલ્કને મુરાદાબાદના વહીવટદાર તરીકે નીમવામાં આવ્યા. અલમાસ બેગ (સુલતાન અલાઉદ્દીન ખલજીના ભાઈ)ને "ઉલુગખાન," મલેક તુસ્રત (સુલતાન અલાઉદ્દીન ખલજીના બનેવી) જલયરીને "નુસ્રતખાન," ઝફરુદ્દીન મલેક યૂસુફ (સુલતાન અલાઉદ્દીન ખલજીના ભાણેજ)ને "ઝફરખાન," મલેક સન્જર (સુલતાન અલાઉદ્દીન ખલજીના સાળા)ને

૧. બદાયૂની અને તબકાતે અકબરીમાં અને બહાદુરશાહીમાં હિ. સ. ૬૯૫ના ઝુલ્હજ્જ મહિનાની ૧૬મી છે અને ફરિશ્તામાં હિ સ ૬૯૬ છે.

"અલપખાન" અને "ઐન માહરૂ"ને "ઐનુદમુલ્ક"ના ખિતાબો આપવામા આવ્યા.

## ગુજરાતની ફતેહ

સુલતાન અલ્લાઉદ્દીન ખલજીએ તખ્તનશીનીને ત્રીજે વર્ષે ગુજરાત ફતેહ કરવાનો ઇરાદો કર્યો. ગુજરાતની ફતેહના કયાં કયાં કારણો હતા તે કોઈ પણ પુરાણા ઇસ્લામી ઇતિહાસમાં નથી, પરંતુ મિરાતે મોહમ્મદીના ગ્રંથકારે પોતાના ગુજરાતના ઇતિહાસમાં નીચેનું કારણ જણાવ્યુ છે, કે બે નાગર ભાઇઓ 'માધવ" અને "કેશવ" રાજાના વજીર હતા "માધવ"ની સ્ત્રી અતિ ખૂબસૂરત હતી, તેથી રાજાએ બળજબરીથી તેને મહેલમા દાખલ કરી લેવાની ઇચ્છા કરી. ખુદ "માધવ" બહાર ગયો હતો. જ્યારે આ ખબર તેના ભાઇ કેશવને થઈ ત્યારે તેણે રાજાના માણસો સાથે લડાઈ કરી અને આખરે તે લડાઇમાં તેણે પોતાના જાનનો ભોગ આપ્યો. "માધવ" જ્યારે બહારથી પાછો આવ્યો અને તેને આ વાતની ખબર પડી ત્યારે દિલ્હી જવુ તેને ડહાપણભરેલુ અને સલામતીવાળું લાગ્યુ. દિલ્હી પહોંચી તેણે સુલતાન અલાઉદ્દીનને ગુજરાત જીતવા માટે ભલેર્યો અને તેમાં તે કામિયાબ થયો.[1] ટૂંકમાં હિ. સ. ૬૯૭ (ઈ. સ. ૧૨૯૭)ની શરૂઆતમા સુલતાન અલાઉદ્દીન[2] ખલજીએ "માધવ" વજીરની વિનંતિથી ગુજરાતની ફતેહ માટે અલમાસ બેગ ઉલૂગખાન અને નવેક નુસ્રતખાનને હુકમ આપ્યો ઉલૂગખાન પંદર હજારની એક બળવાન ફોજ લઈ ગુજરાત તરફ

---

૧ મિરાતે મોહમ્મદી પૃ૦ ૩૪, ગુજરાતી ઇતિહાસોમા જણાવવામા આવ્યુ છે કે વજીરને તેણે કાશ્મીરી ઘોડા ખરીદવા માટે મોકલ્યો હતો, પાછા ફરતા પોતાની સ્ત્રી વિશેની હકીકતની ખબર પડતા તે દિલ્હી ચાલ્યો ગયો

૨. બદાયૂની હિ સ ૬૯૮ અને મિરાતે અહમદી હિ સ. ૬૯૬ લખે છે

રવાના થયો તેમાં હિંદુસ્તાની ફોજ ઉપરાંત સિંધીઓની મોટી સખ્યા હતી અને નવમુસ્લિમ મોગલ (તાર્તારી) પણ ત્રણ હજારની સંખ્યામાં શામેલ થઈ ગયા હતા, જેના અમલદારો "મોહમ્મદશાહ", "તમર બેગ" અને "કત્લગબેગ" હતા તેઓ કૂચ પર કૂચ[1] કરતા કરતા અણહીલવાડ (નહરવાલા) પાટણ પહોંચ્યા. એમ જણાય છે કે માળવા અને આબુના રાજાઓની તાકત તૂટી ગઈ હતી, તેથી ખલજી ફોજને રોકવાની તાકત રહી ન હતી મા તો માધવ વજીરે તેને પહેલેથી જ ખુશ કરી દીધો હતો અને તેથી કંઈ પણ અટકાવ વગર ફોજ પાટણ (નહરવાલા) પર્યંત પહોંચી ગઈ અને દરમિયાનમાં કોઈપણ ઉલ્લેખયોગ્ય બનાવ પેશ આવ્યો નહિ, પરંતુ "તીર્થકલ્પ"ના ગ્રંથકાર જિનપ્રભસૂરિ કહે છે કે ફોજ આબુ થઈને નહિ, પરંતુ મેવાડ, ડુંગરપુર અને મોડાસા થઈ અસાવલ પહોંચી અને ગુજરાતની સંયુક્ત ફોજેએ તે જ જગ્યાએ મુકામનો કર્યો. ટૂંકમા રાજા પણ માથે ઝઝૂમતી મુસીબતથી બેખબર ન હતો, તેણે પણ કાફી તૈયારી રાખી હતી ૩૦,૦૦૦ સવાર, ૮૦,૦૦૦ પાયદળ અને ૩૦ જંગી હાથીઓએ જંગના મેદાનમાં મુકામનો કર્યો.[2] એ રાજા વાઘેલા વંશનો આખરી રાજા હતો. એનુ નામ "કરણ વાવેલા" હતુ લડાઈ બન્ને બાજૂથી અસરકારક થઈ અને હરેક ટુકડીએ મર્દાનગીને ન્યાય આપ્યો, પરંતુ કોઈની પણ જીત ન થઈ. આ લડાઈ લાંબો વખત ચાલી આખરે ઘણી ગ્સાકસી બાદ હિ સ. ૬૯૮ (ઇ સ ૧૨૯૮)ના જમાદીઉલ અવ્વલની ૨૦ મી તારીખને બુધવારને દિવસે લગભગ ૧૬ મહિના પછી ઉલુગખાન ફતેહમંદ થયો.[3] રાજા કરણ વાઘેલો પાટણથી ભાગી ગયો અને તેનુ તમામ લશ્કર બેદાનમેદાન થઈ ગયુ ઉલુગખાને સત્વર નહરવાલાનો કબ્જે લીધો અને એ જ કારણથી કરણ રાજા

૧ ઝફરૂલવાલા, તારીખે ફીરૂઝશાહ (પૃ૦ ૭૬૬)ના આધારે, ભા ૨ લંડન
૨ બદાયૂની પૃ૦ ૧૮૬, કલકત્તા ૩ ઝફરૂલવાલા ભાગ ૨

પોતાના મહેલમાંથી કંઈ પણ ચીજ લઈ શક્યો નહિ. એટલે સુધી કે પોતાની વહાલી રાણી કમળાદેવીને પણ સાથે લઈ જવાનો મોકો મળ્યો નહિ. મહેલનો તમામ સામાન અસબાબ અને લોકો શાહી ખજાના સાથે લૂંટમાં આવી ગયાં અને વાઘેલા ખાનદાનના રજપૂતો હંમેશ માટે સલ્તનત ખોઈ બેઠા. કરણ હારી જઈ સૌરાષ્ટ્રમાં ચાલ્યો ગયો અને ત્યાંથી ફોજ જમા કરવાનો ઇરાદો રાખતો હતો. તે સોમનાથમાં હતો ત્યારે ઉલુગખાન આવી પહોંચ્યો અને સોમનાથ જીતી લીધું. આ એક હારથી કરણ રાજા એટલો ગભરાયો કે ફરીથી તેના પગ જામ્યા નહિ, અને ગુજરાતને છેલ્લી સલામ કરી રીધો દેવગઢ (દોલતાબાદ, દક્ષિણ)માં રાજા રામદેવ પાસે મદદની આશાએ પહોંચ્યો. પરંતુ રાજા રામદેવના સંજોગો પણ બહુ પ્રતિકૂળ હતા. તે અલાઉદ્દીન ખલજીથી આમ પણ ડરેલો રહેતો હતો, તે કરણ વાઘેલાને મદદ કરી પોતાને શા માટે મુસીબતમાં નાખે? ન છૂટકે નિરાશ થઈ તે બાગલાણ ચાલ્યો ગયો અને ત્યાંજ પોતાની જિંદગીની આઠ સાલ ખતમ કરી. બાગલાણ (બાઘેલાણ) હાલમાં નાસિક જિલ્લામાં "સતાના" નામથી મશહૂર છે. અહીંનો રાજા વીરમજી શાહજહાંના સમયમાં મુસલમાન થઈ ગયો હતો અને તેને 'દોલતમંદખાન'નો માનનીય ખિતાબ મળ્યો હતો.[૧] ઉલુગખાન અનમામ બેગે અણહીલવાડ પાટણનો બંદોબસ્ત કરી કરણ વાઘેલાની પૂંઠ પકડી અને અસાવલનો કબજો લીધો.[૨] તે હાલના અમદાવાદની નજીકમાં તે સમયે એક રોનકદાર શહેર હતું. ઉલુગખાન કરણની પાછળ સોમનાથ પહોંચી[૩] નહરવાલા પાછો આવ્યો અને સોમનાથની મૂર્તિ દિલ્હી મોકલી દીધી, જે દીવાને આમ નજીક લાંબા સમય

૧. મિરાતે મોહમ્મદી, પૃ૦ ૩૪

૨. ઝફરૂલવાલા, પૃ૦ ૭૩૫, ભા–૨.

૩. બદાયૂનીએ સોમનાથ વગેરે જગ્યાએ કરણ પાછળ ગયો એમ લખ્યું છે કરણ હાર ખાઈ તાકત વધારવાને કાઠિયાવાડની આસપાસ ફરતો હતો.

પર્યંત પડી રહી હતી. એ મૂર્તિ "સોમનાથ"ના નામથી બનાવવામાં આવી હતી અને એ આમાન્ય લોકોનું આશ્રયસ્થાન બની હતી. ઉલુગબેગ ત્યાં એક મસ્જિદ બંધાવી પાછો આવ્યો.[૧] આ બાજૂ નુસ્રતખાને ખંભાતનો રસ્તો લીધો. એ તે સમયે ગુજરાતનું મશહૂર બંદર હતું. તે વેપારીઓથી ભરચક હતું. નુસ્રતખાન હુમલો કરી શહેરમાં ઘુસી ગયો અને ત્યારપછી તમામ ખંભાત તેણે લૂંટી લીધું. ત્યાં મુસલમાન માલદાર વેપારીઓ રહેતા હતા, તેથી લૂંટનો પુષ્કળ માલ હાથ આવ્યો. તેમાં એક ગુલામ હતો જેનું નામ કાફૂર હતું તે આગળ ચાલતાં 'મલેક કાફૂર હઝાર દીનારી'ના નામથી મશહૂર થયો. તેના શેઠ પાસેથી તેને બળજબરીથી છીનવી લેવામાં આવ્યો હતો.[૨] નુસ્રતના હાથ નીચેનાં માણસોએ બાકીના તમામ ગુજરાત ઉપર સત્તા મેળવી. અને આવી રીતે ઘોઘાથી માધવપુર સુધીનો સૌરાષ્ટ્ર યાને સારો ગુજરાત જીતી લીધો. ઉલુગખાન અલપખાનને નાઝિમ અને માધવને વઝીર બનાવી ગુજરાતનો બંદોબસ્ત કરી દિલ્હી[૨] વાપસ ગયો. પરંતુ કેટલાક ગુજરાતી ઇતિહાસોમાંથી એમ માલૂમ પડે છે કે ઉલુગખાન ખાનસરવર ગોરીને[૩] પોતાનો નાયબ બનાવી પાછો આવ્યો અને તેણે નાયબ તરીકે ત્રણ વર્ષ કામ કર્યું, તે જ અરસામાં ગુજરાતીઓએ એક મહાન બળવો કરી આઝાદ થઈ જવાનું પસંદ કર્યું; પરંતુ ઝબરદસ્ત ફોજી તાકત વડે એ ફસાદ દાબી દેવામાં આવ્યો અને અલપખાનને સૂબો બનાવી મોકલવામાં આવ્યો. એમ કહી શકાય કે ગુજરાતની ફતેહ પછી ત્રણ વરસ પછી અલપખાન આવ્યો. માધવ વઝીર માટે લખવામાં આવ્યું છે કે તે નહરવાલાની ફતેહ પછી ઉલુગખાનના લશ્કરના મોખરે સોમનાથ

૧. બદાયૂની પૃ૦ ૧૯૦, ભાગ ૧

૨. ફરિશ્તા ભા. ૧. ૩. મિરાતે મોહમ્મદી પૃ. ૩૪-૩૫. મિરાતે અહમદીના પરિશિષ્ટમાં છે કે ખાન સરવર ગોરીને પાટણનો નાઝિમ બનાવવામાં આવ્યો. તેણે તેના નામથી એક તળાવ બંધાવ્યું, જે આજ પર્યંત છે.

ગયો હતો અને ઉલુગખાનના પહોંચતાં પહેલાં તેણે લડાઇ શરૂ કરી દીધી હતી, અને તે જ જંગમાં તે માર્યો ગયો હતો. આવી પરિસ્થિતિમા ખુલાસો ફક્ત આ જ હોઇ શકે કે માધવને દીવાની વઝીરપદ સુપ્રત કરવામાં આવ્યુ, પરંતુ તે આ હોદ્દાનો ફાયદો ઉઠાવી શક્યો નહિ પાછા ફરતી વખતે લશ્કર જાલોર નજીક પહોંચ્યુ ત્યારે ઉલુગખાને લૂટના માલનો પાંચમો[1] ભાગ અલગ કરવાને બદલે લોકો પાસેથી માલ વસૂલ કરી લેવાનુ શરૂ કર્યું, અને તેમા એટલી બધી સખ્તાઈ કરી કે સિપાઈઓ લાઈલાજ થઈ ગયા. ખાસ કરીને નવમુસ્લિમ મોગલો જેઓ લૂટના લોભે લડાઈમા શામેલ થયા હતા અને જેની ગળથૂથીમાં લૂટમાર હતી તે કેવી રીતે એ બરદાસ્ત કરી શકે? તેમનો સરદાર મોહમ્મદશાહ હતો તેણે વેર લેવાની ઇચ્છા કરી. પોતાના ખ્યાલના વૈરવૃત્તિવાળા નવમુસ્લિમ મોગલો જે લગભગ ૩૦૦૦ની સંખ્યામાં હતા તેમને જમા કરી નુસ્રતના ભાઈ મલેક અઇઝુદ્દીન જે ઉલુગખાનનો અમીર હતો તેના ઉપર હુમલો કરી મારી નાખ્યો અને શોર મચાવીને ઉલુગખાનના ડેરામા ઘૂસવાની ઇચ્છા કરી ઉલુગખાન મોકો જોઈ બહાર નીકળી આવ્યો અને જેમ સંભવિત લાગ્યું તેમ નુસ્રતખાનના તંબૂમા પહોંચ્યો. સુલતાન અલાઉદ્દીનનો ભાણેજ જે ઉલુગખાનના તંબૂમાં બેખબર સૂઈ રહ્યો હતો તેને બળવાખોરોએ ઉલુગખાન સમજી મારી નાખ્યો ટૂંકમા તમામ લશ્કરમાં દિલચાલ મચી ગઇ. તમામ માલ અને અસબાબ લૂંટાઈ જાય એવી પરિસ્થિતિ હતી, પરંતુ અનુભવી નુસ્રતખાને સત્વર સિપાહીઓ જમા કરી લીધા અને બળવાખોરોને ચગદી નાખવાનું કામ શરૂ કર્યું. બળવાખોરોએ ભાગભાગને નાસભાગ કરી મૂકી. ઘણા માર્યા ગયા અને કેટલાકને ગિરફતાર કરવામાં આવ્યા.

[1] મુસલમાનોમા એવો કાનૂન છે કે જંગ પછી જમા કરવામાં આવ્યો હોય તેવા લૂટના માલનો પાચમો ભાગ શાહી ખજાનામા લેવામા આવે છે અને બાકીનો સિપાહમાં વહેંચી કાઢવામા આવે છે

સરદારે રણથંભોરના રાજા પાસે જઈ આશ્રય લીધો. અને અલાઉદ્દીનની રણથંભોરની ફતેહનું આ જ કારણ થયું. આ તોફાનથી નુસતખાને સિપાઇઓને તંગ કરવાનું મોકૂફ રાખ્યું અને તમામ માલ અને દોલત લઈ દિલ્હી પહોંચ્યો. પાદશાહે મોગલ સિપાઇઓનું તોફાની વલણ ધ્યાનમાં લઈ અને પોતાના ભાણેજનું વેર લેવાની ઈચ્છાથી તમામ નવમુસ્લિમ મોગલોને કતલ કરવાનું ફરમાન કર્યું. મલેક નુસરત વઝીરે ગુજરાતની લૂંટમાંથી બે ચીજો પેશ કરી: એક રાજા કરણની રાણી "કમળાદેવી" અને બીજો મલેક કાફૂર ગુલામ. બંને સુંદરતામાં એકબીજાનાં હરીફ હતાં. એ જ કારણથી બાદશાહની નજરને બંને મંજૂર રહ્યાં. કમળાદેવીને કાયદેસર રીતે બાદશાહની બેગમ બનાવી મહેલમાં દાખલ કરવામાં આવી અને મલેક કાફૂરને આસ્તે આસ્તે મલેક નાયબનો માનનીય હોદ્દો મળ્યો. કમળાદેવી જો કે શાહી હરમમાં દાખલ થઈ આનંદથી રહેતી હતી, તેમ છતા પણ દીકરીના સ્મરણથી તેના આનંદમાં કડવાશ રહેતી હતી. ઈ. સ. ૧૩૦૬ (હિ. સ. ૭૦૬) માં મલેક કાફૂર જ્યારે એક બળવાન લશ્કર લઇ દક્ષિણ ફતેહ કરવાને માટે ગયો ત્યારે રાણીએ સુલતાન અલાઉદ્દીન ખલજી પાસે જઈ નમ્રતાપૂર્વક અરજ કરી કે તમારા છત્ર નીચે હું દરેક રીતે ઠંડે કલેજે છું, પરંતુ એક દુઃખ છે જે મારા આત્મા માટે કાનસની ગરજ સારે છે. હું આશા રાખું છું કે મારી વિનંતિ કબૂલ રાખવામાં આવશે. હુકમ થયો કે અરજ કરો. રાણીએ કહ્યું કે મને બે પુત્રી હતી, જેમાંની એક મરણ પામી છે અને બીજી નાની ૧૩ વરસની છે તે તેના પિતા પાસે બાગલાણમાં છે; તેના વગર મારું જીવન કડવું છે અને તેની જુદાઈ મને સાલે છે. સિપાહસાલાર મલેક કાફૂરને હુકમ આપવામાં આવે કે તે પુત્રી દિલ્હીમાં પહોંચાડવામાં આવે. સિપાહસાલારને ફરમાન કરવામાં આવ્યુ, વળી ગુજરાત અને માળવાના નાઝિમને તે બાબતમાં બનતી મહેનત કરવાની સલાહ

આપવામાં આવી. ગુજરાતના નાઝિમે બાગલાણમાં સંદેશો મોકલ્યો કે છોકરીને મને હવાલે કરો, પરંતુ ગુજરાતના રાજા કરણ વાઘેલાએ અપમાન સમજી તેનો ઈન્કાર કર્યો. તે પહેલાંનો બનાવ એવો છે કે જ્યારે દેવગઢની સહાય માટે રાજા ગુજરાતમાં પહોંચ્યો હતો, ત્યારે રામદેવના પુત્રે તે છોકરીની સાથે લગ્ન માટે સંદેશો પાઠવ્યો, પરંતુ રામદેવ મરાઠો હતો અને ગુજરાતનો રાજા રજપૂત હતો. રજપૂત પોતાને મરાઠાઓથી ચડિયાતા અને મરાઠાઓને નીચા ગણતા હતા, તેથી કરણ વાઘેલાએ તેને પણ નકારમાં જવાબ આપ્યો હતો.[1] હવે દેવળદેવી માટેની માગણી અલાઉદ્દીન તરફથી કરવામાં આવી ત્યારે રાજા સમજ્યો કે પુત્રીને મારી પાસે રાખીશ તો તેને જરૂર છીનવી લેવામાં આવશે, તેથી મુસલમાનોને આપવી તેના કરતાં રાજા રામદેવના પુત્રને આપવી દરેક રીતે ઇષ્ટ છે. આ બાજૂ ગુજરાતનો નાઝિમ એક બળવાન લશ્કર લઈ બાગલાણ પહોંચ્યો અને લાગલાગટ હુમલા કરી રાજા કરણને પરેશાન કરી દીધો બે મહિના પર્યંત જેમ બન્યુ તેમ રાજા કરણ લડાઈ લડતો રહ્યો. એ દરમિયાન રાજા રામદેવના પુત્ર સંગલદેવે (શંકરદેવે) પોતાના પિતાની પરવાનગી વિના તેના ભાઈ ભીમદેવને ઘણી કીમતી બક્ષિસો સાથે રાજા કરણ પાસે મોકલી એવો સંદેશો પાઠવ્યો કે (ગુજર) રજપૂતો જોકે તુર્કસ્તાનથી જ આવ્યા છે અને તુર્કની કોમના જ છે તેમ છતાં ધાર્મિક અંતરભેદને લઈને એક બીજા સાથે મેળાપ થાવો બહુ મુશ્કેલ છે, તેથી પુત્રીનો વિવાહ મારી સાથે કરી રવાના કરવી બહેતર છે, જેથી કરીને ઝઘડો ખતમ થઈ જશે અને તુર્કો કૂચ કરી જશે. રાજા કરણે દેવગઢથી ફોજી સહાયની આશાએ દેવળદેવીને ભીમદેવને સોંપી દીધી, અને તે અજાણ્યા રસ્તે દેવગઢ ગયો. આ બાજૂ ગુજરાતના નાઝિમને આ વાતની ખબર પડી ત્યારે બહુ એકરાર થઈ ગયો કે એ પરીને શયતાન ઉપાડી લઈ ગયો તો તો હું

1 ફરિશ્તા અલાઉદ્દીનનું બયાન

બાદશાહ સામે મોઢું બતાવવા લાયક ન રહ્યો. આમ વિચાર કરી કરણ વાઘેલા ઉપર એવો સખ્ત હુમલો કર્યો કે બીચારો તમામ સામાન છોડી હેરાન પરેશાન બની નાસી છૂટ્યો, અને દેવગઢનો રસ્તો પકડ્યો. ગુજરાતના નાઝિમે પણ તેની પૂંઠ પકડી, અને તે દેવગઢથી એક દિવસના રસ્તા જેટલે અંતરે આવી પહોંચ્યો, પરંતુ ધ્યેયનું મોતી હાથ આવ્યું નહિ, હેરાન થયો પણ શું કરે ? લગભગ નિરાશ થઇ ગયો. નદી કિનારે દેવગઢ પાસે પડાવ નાખ્યો હતો ત્યાંર ઈલોરાની ગુફા જોવા ચારસો સિપાઈઓ રજા લઇ રવાના થયા, તેવામાં દૈવયોગે હિંદુઓની ફોજ ત્યાં નજરે પડી અને ભૂલથી એમ સમજ્યા કે રામદેવની ફોજે અમારા ઉપર છાપો મારવાનો ઈરાદો કર્યો છે. ખરેખર એ ફોજ ભીમદેવની હતી, જે દેવળદેવી સાથે અજાણ્યે પહાડી રસ્તે થઈને દેવગઢ પાસે આવી પહોંચી હતી. એકદમ લડાઇ માટે સજ્જ થઈ તીરંદાઝી શરૂ કરી દીધી, અને ફોજનું પ્રમાણ વધુ હોવા છતાં તુર્કોના તીરથી લાચાર થઈ લોકોએ નાસભાગ કરી મૂકી. થોડા વખતમાં ફોજ અહીંતહીં વીખરાઈ ગઇ. એક તીર દેવળદેવીના ઘોડાનેલાગ્યું જેને લઈને ઘોડો ઝખ્મી થયો. સિપાઇઓએ તેના ઉપર હુમલો કર્યો. હરેક સિપાઈ તેને પોતાના કબ્જામાં લેવાની કોશિશ કરી રહ્યો હતો એટલામાં એક દાસીએ કહ્યું કે જુઓ એ રાજકુમારી દેવળદેવી છે તેની સાથે સભ્યતાથી વર્તો. આ સાંભળી તમામ સિપાઇઓમાં એક આનંદની લાગણી આવી ગઈ. સત્વર તેને પાલખીમાં બેસાડી ગુજરાતના નાઝિમ પાસે લઈ ગયા. ગુજરાતના નાઝિમના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તુરત જ ત્યાંથી ગુજરાત તરફ પ્રયાણ કર્યું ને પાટણ પહોંચી તેણે દબદબા સાથે શાહઝાદીની માફક દિલ્હી તરફ રવાના કરી. તેજ સાલની આખરમાં તેની મા કમળાદેવીની પાસે એ પહોંચી ગઈ. તેને જોઇ બેગમને અતિ આનંદ થયો. શાહઝાદો ખિઝરખાન હંમેશાં તેની સાથે રહેતો હતો. એટલું જ નહિ પરંતુ તેની સાથે ખેલતો પણ હતો તેથી આપસમાં મોહબ્બત

થઇ ગઈ અને આખરે બન્ને એક બીજાના પ્રેમમાં પડ્યાં. બાદશાહને આ વાતની ખબર પડી ત્યારે બન્નેનાં લગ્ન કરવાનો ઇરાદો કર્યો, પરતુ ખિઝરખાનની મા આડે આવી, કારણ કે તે તેના ભાઈ અલપખાનની પુત્રી સાથે તેને પરણાવવા ચહાતી હતી. તે પોતાના કામમાં સફળ થઈ પરંતુ ખિઝરખાનના પ્રેમમાં કંઈ પણ કમી આવી નહિ અને દિનરાત પ્રેમમાં વૃદ્ધિ થતી રહી. સુલતાન અલાઉદ્દીન ખલજીએ આખરે એને દેવળદેવી સાથે પરણાવ્યો અને તે વખતથી તેનું નામ બદલી "દવલરાની" રાખ્યુ દવલરાનીએ વફાદારીથી ખિઝરખાન આખરે ગ્વાલિયરમાં કેદ થયો ત્યાંસુધી સાથ આપ્યો. એ તેની સાથે રહી અને જ્યારે ખિઝરખાન માર્યો ગયો ત્યારે તેને બચાવવામાં તેણે પોતાની આંગળી પણ કપાવા દીધી. ખિઝરખાનના અવસાન પછી કુતુબુદ્દીન મુબારકશાહના કબજામાં આવી. તે પછી ખુસરૌખાન ગુજરાતીના કબજામાં આવી. આ જે કંઈ લખવામાં આવ્યું છે તે તારીખે ફિરિશ્તામાંથી લેવામાં આવ્યું છે. વળી તે સમયે એટલે કે ઈ. સ. ૧૩૧૫ (હિ. સ. ૭૧૫) માં અમીર ખુસરૂ દેહલવી નામના મશહૂર શાએરે એક કિતાબ લખી હતી જેનું નામ "દવલરાની ખિઝરખાન" છે, પરંતુ સામાન્ય રીતે તે પ્રેમકિસ્સાનું કાવ્ય છે. એમાં જે બનાવો વર્ણવવામાં આવ્યા છે તે પણ વાંચકોએ જાણવાની જરૂર છે, કારણ કે ખિઝરખાને ખુદ એનો મુસદ્દો તૈયાર કરી અમીર ખુસરૌને કાવ્ય બનાવવા માટે આપ્યો હતો. કેટલેક ઠેકાણે ઐતિહાસિક કિતાબોથી એની વાત જુદી પડે છે.

---

[નોંધઃ—ગ્વાલિયરનો કિલ્લો એક ટેકરી ઉપર આવેલો છે, એ ટેકરી જમીનની સપાટીથી ત્રણસો ફૂટ ઊંચી છે અને પોણાબે માઇલ લાંબી છે. કેટલેક ઠેકાણે છસો ફૂટ અને એક જગ્યાએ અઠ્ઠાવીસસો ફૂટ પહોળી છે. કિલ્લાની દીવાલો ૩૦ થી ૩૫ ફૂટ ઊંચી છે. દીવાલો નીચે

પહાડ એવી કાપવામાં આવી છે કે નીચેથી ઉપર પર્યંત એક દીવાલ જેવી માની લેવાય. કિલ્લાની ઉત્તર તરફ નીચે પુરાણું શહેર વસેલુ છે અને દક્ષિણથી એક માઇલ ઉપર લશ્કર' નામનુ ગામ છે. કિલ્લા ઉપર ચડવાનો રસ્તો પૂર્વ બાજુએ છે. અગાઉ સીડીઓ બનાવવામાં આવી હતી. હાલમાં અર્ધો માઇલ લાંબી વાંકવાળી સડક છે. પૂર્વ તરફ આઠ દરવાજા છે: (૧) આલમગીરી દરવાજો, (૨) બાદલગઢ દરવાજો, ત્યાં દરવાજા ઉપર કાંસાનો હાથેલો એક બળદ ઊભો હતો જે ઈબ્રાહીમ લોદી ઈ. સ. ૧૫૧૮ ( હિ સ ૯૨૪ ) માં દિલ્હી લઇ ગયો હતો; (૩) દિ ડોલા દરવાજો, (૪) બદરૂન દરવાજો, (૫) ગણેશ દરવાજો, (૬) લક્ષ્મણ દરવાજો, (૭) હથિયાપુલ દરવાજો, આ દરવાજો રાજા માનસિંગે ઇ. સ. ૧૪૮૪ થી ઈ. સ. ૧૫૧૬ (હિ. સ. ૮૮૯ થી હિ સ. ૯૨૨ ) બંધાવ્યો હતો કનિંગહામ સાહેબ લખે છે કે જે હાથી અહીં હતો તે તેણે જ બનાવડાવ્યો હશે પરંતુ ઈબ્ન બતૂતાએ તો તેને માનસિંગ પહેલાં પણ જોયો હતો. મોતમદખાનનો મુન્શી "હીરામન" લખે છે કે એ હાથી મુઝફ્ફરખાને બનાવ્યો હતો, જે ઈ. સ. ૧૩૨૮ (હિ સ. ૧૦૩૮) થી ઈ. સ ૧૬૪૭ (હિ સ. ૧૦૫૭) પર્યંત આ કિલ્લાનો હાકેમ રહ્યો હતો લક્ષ્મણ દરવાજા પાસે પણ એક હાથી પથ્થરનો બનાવવામાં આવેલો છે, પરંતુ તેની નીચેનો કુલ હિસ્સો કોઈએ કાપીને કોઈ મૂર્તિનું છત્ર તેમાંથી બનાવ્યું છે. ગ્વાલિયરનો કિલ્લો ઘણો મજબૂત અને અજેય ગણાતો હતો. અમીર ખીઝાન ખીરની પણ ગ્વાલિયર અને કાલિંજરના કિલ્લા માટે લખે છે કે એ બને થોડી સંભાળ લેવાથી એવા બની શકે એમ છે કે દુશ્મન એના ઉપર જીત મેળવી શકે નહિ. પરંતુ મહમૂદના હુમલા વખતે અહીંના રાજાએ મુકાબલો કર્યો નહિ અને શરણે થઈ ગયો હતો. શમ્સુદ્દીન અલ્તમશના સમયમાં રાજાએ સામનો કર્યો. એક સાલના ઘેરા પછી એ કિલ્લો જીતવામાં આવ્યો. અને ત્યાર પછી

લોદીએ તેને બે વરસના ઘેરા પછી લીધો. પશ્ચિમ તરફ કેટલીક એવી જગ્યા છે કે ત્યાંથી એક બહાદુર અને શૂરવીર દુશ્મન કિલ્લો આસાનીથી ફતેહ કરી શકે છે. મેજર પૂફમે ઈ સ. ૧૭૮૦ (હિ. સ. ૧૧૯૪) મા જનરલ વાઈટે ઈ સ. ૧૮૦૫ (હિ. સ. ૧૨૨૦) માં અને લેફ્ટેનન્ટ રોકે ઇ. સ. ૧૮૫૮ (હિ. સ. ૧૨૭૫) માં એ કિલ્લો જીતી લીધો હતો. કાલિંજર કરતા આ કિલ્લામા પાણીનો સંગ્રહ વધુ પ્રમાણમા છે. પશ્ચિમ તરફ એક ઘાટ છે, જે અગવાડી નામે ઓળખાય છે. તેમા આઠ કૂવા અને નવ વાવ છે. તેનું પાણી ઘણું મીઠું અને પૌષ્ટિક છે. શમ્સુદ્દીન અલ્તમશે એક દીવાલ બનાવી તે તમામને કિલ્લાની અંદર લઈ લીધા. એ ઉપરાંત કિલ્લાની અંદર કેટલાંક તળાવો છે તેમાં સૌથી પુરાણો (૧) સૂરજ કુંડ છે, જે વિશે એમ કહેવાય છે કે ઈ. સ. ૩૦૦ માં વિશ્વપતિએ એક સૂરજના મંદિર પાસે તૈયાર કરાવ્યો હતો. (૨) તર્કુનિયા તળાવ ઉત્તર તરફના ખૂણામાં આવેલું છે. (૩) જવાહર તળાવ શાહજહાનના મહેલની સામે છે. (૪) સાસુવહુનુ તળાવ હમણા સૂકું પડ્યું છે. ખડગરાય ભાટે એનો ઉલ્લેખ કર્યો નથી, તે ઉપરથી એમ માલૂમ પડે છે કે એ ફક્ત બે ત્રણ સદી પુરાણું છે. (૫) માન સરોવર કિલ્લાની પશ્ચિમમાં આવેલું છે. તે રાજા માનસિંહનું બનાવેલું છે. હમણાં તેમાં પાણી રહેતું નથી. (૬) રાણી તળાવ ઈ. સ. ૧૫૦૦ માં રાજા માનસિંહની રાણીએ બનાવ્યુ હતુ તેની નજીક છેદી નામનુ તળાવ છે, જે તે રાણીની દાસીએ બનાવ્યુ હતું. ફઝલઅલી જે ખડગરાય અને હીરામન

પડતું એક કેદખાનું છે. તેમાં શાહજાદા અને અમીરઉમરાવોને કેદમાં રાખવામાં આવતા હતા. તે "નવચોકી" કહેવાય છે. ઇસ્લામી ઇમારતોમાં જહાંગીર અને શાહજહાનના મહેલ અને એક સુંદર જામે મસ્જિદ છે, જે આલમગીર દરવાજા નજીક છે, અને ખ્વાજા મોહમ્મદ ગોસ ગ્વાલિયરી અને તાનસેનની કબરો છે. ગ્વાલિયરના ત્રણ ઇતિહાસ મોજૂદ છે : (૧) એક ખડગરાય ભાટે શાહજહાનના શરૂઆતના સમયનું

એટલામાં ભાણેજને દિલમાં દગો રમવાનું સૂઝયું, અને તેણે કિલ્લો પાછો આપવાનો ઇન્કાર કર્યો અને ખુદ રાજા થઈ બેઠો. અલ્તમશના સમય પર્યંત પવાર (પનવાર) હકૂમત કરતા રહ્યા. ઇ. સ. ૧૨૩૨માં સુલતાન શમ્સુદ્દીન અલ્તમશે એક સાલના ઘેરા પછી તે ફતેહ કરી લીધો. જો કે તે પહેલા કુતબુદ્દીન અયબેકે પણ કિલ્લો ફતેહ કરી લીધો હતો; પરંતુ પવાર (પનવાર) રાજાએ ફરીથી તેનો કબજો લીધો હતો. ઇ. સ. ૧૨૩૨ થી ઇ. સ. ૧૩૯૮ પર્યંત એ કિલ્લો મુસલમાન બાદશાહોના હાથમાં રહ્યો, અને ઘણું કરીને તે કેદખાના તરીકે વપરાતો હતો. તૈમૂર આવ્યા પહેલાં થોડા સમય અગાઉ તુર વંશનો રાજા વીરસિંગદેવ નજીક હોઇ આ કિલ્લો દબાવી બેઠો, અને સૈયદ ખિઝરખાન અને તેના પુત્રને ખંડણી આપતો રહ્યો. પરંતુ ત્યારપછી જોનપુર અને માળવાના મુસલમાન બાદશાહોમાંનો દરેક ગ્વાલિયર ઉપર કબજો કરવા ચહાતો હતો, તેમની દુશ્મનાવટને લઇને એ કિલ્લો પહેલાની જેમ હિંદુઓના કબજામાં રહ્યો રાજા માનસિંગે ખંડણી અને નજરાણુ આપી સુલતાન બહલોલ અને સિકંદર લોદીને ખુશ રાખ્યા. ઇબ્રાહીમ લોદીના ભાઈ જલાલખાને બળવો કરી હાર ખાઈ રાજા પાસે જઈ આશ્રય લીધો ઇબ્રાહીમને બહાનું જોઇતું હતુ, કારણ કે તેના બાપ અને દાદો બને કોઈ પણ રીતે ગ્વાલિયરનો કિલ્લો જીતવાની ઇચ્છામાં મરણ પામ્યા. ઇબ્રાહીમે ખાન આઝમ હુમાયુનના હાથ નીચે ત્રીસ હજારનું લશ્કર મોકલ્યુ. આ દરમિયાન માનસિંગ મરી ગયો અને તેના પુત્ર વિક્રમાજિતે એક સાલની લડાઈ પછી તાબેદારી સ્વીકારી અને કિલ્લો હવાલે કર્યો. પાણીપતની લડાઈ પછી હુમાયૂન આગ્રા તરફ ફર્યો અને ગ્વાલિયરને પણ ઘેરા ઘાલ્યો મુકાબલો કર્યા પછી વિક્રમાજિતનાં છોકરાં તથા રાણીએ કોઈ ઠેકાણે નીકળી જવાનો ઇરાદો કર્યો, પણ તે સર્વ ગિરફ્તાર થઇ ગયાં. હુમાયૂને તેઓ સાથે સભ્યતા ભરેલો વર્તાવ કર્યો, જેના બદલામાં તેને ઉપકાર માટે મશહૂર હીરો આપ્યો, જે વજનમાં

ત્રણસો ત્રણ રતી હતો એ વિશે કેટલાક ગ્રંથકારોનું ધ્યાન છે કે કોહીનૂર એ જ છે. એ હીરો પ્રથમ માળવાના શાહ સુલતાન અલાઉદ્દીન ખલજીના કબજામાં હતો એમ જણાય છે કે ચિત્તોડના રાજા કુંભ અને સુલતાનની લડાઈ વખતે ગ્વાલિયરનો રાજા રાણાનો મદદગાર થયો હશે અને એ હીરો તે સમયે તેના હાથમાં આવ્યો હશે બાબરે તુરત જ રહીમ દાદખાન નામના એક અમલદારને મોકલ્યો અને શેખ મોહમ્મદ ગોસની મદદથી કિલ્લો તાતારખાનના કબજામાંથી લઈ લીધો તે પછી બે વખત રનકતગઢ અને રાજા સહાય પુરે તે તાબે કરવાની ઇચ્છા કરી, પરંતુ તે બન્યું નહિ. વિક્રમાજિતનો

માં દિલ્હીના શહેનશાહ અલાઉદ્દીન ખલજી સાથેના રાજાના સંબંધો તૂટી ગયા. જેમકે મજકૂર સાલની શરૂઆતના મહિનાઓમાં સુલતાનના ભાઇ અલમાસ બેગ ઉલુગખાન અને સુલતાનના વજીર નુસરતખાન જાયસરીની નિમણુક ગુજરાત માટે થઈ. રાજા કરણનો વજીર માધવ તેનાથી નારાજ થઇ દિલ્હી ચાલ્યો આવ્યો હતો તેને રાહબરી માટે સાથે મોકલવામાં આવ્યો. આ બન્નેએ એક બળવાન લશ્કર લઇ ગુજરાતના રાજા કરણ ઉપર હુમલો કર્યો. રાજા શાહી લશ્કરનો મુકાબલો કરી શક્યો નહિ અને પોતાનું કેન્દ્રસ્થળ અણહીલવાડ છોડી[1] બહારવટો થઇ નાસી ગયો. બાગલાણ ( જે આજકાલ ખાનદેશમાં આવેલા નાસિક જિલ્લામાં ગણાય છે ) માં જઇ રહ્યો. આ લડાઇના લૂંટના માલ સાથે ઉલુગખાનના હાથમાં રાજા કરણની એક રાણી કમળાદેવી અને બીજી સ્ત્રીઓ આવી તેમને કેદી તરીકે દિલ્હી લાવવામાં આવી. કમળાદેવીને સુલતાન અલાઉદ્દીનના હરમમાં કાયદેસર રીતે દાખલ કરવામાં આવી. તેણે પોતાનાં ખૂબસૂરતી, સુંદર સ્વભાવ અને સભ્યતાને કારણે સુલતાનના દિલમાં કદરની લાગણી પેદા કરી. ઈ. સ. ૧૩૦૬ ( હિ. સ. ૭૦૬ ) માં મલેક કાફૂર જ્યારે દક્ષિણની ફતેહ માટે જતો હતો ત્યારે કમળાદેવીએ એક દિવસ મોકો મેળવી સુલતાનને આનંદમાં જોઇ એવી દરખાસ્ત કરી કે મારી બે પુત્રી જે ત્યાં રહી ગઇ છે તેમાંની એક તો મરી ગઇ છે, પરંતુ બીજી જીવે છે. લોહીનો સંબંધ હોવાથી દિલ આપોઆપ તલપે છે. જો આપના લક્ષમાં વાત આવે તો મારી મતલબ બર આવે. દીકરીનો માની સાથે મેળાપ થાય તેમાં આપને કયામતને દિવસે શિક્ષા ન થાય. અમીર ખુસરોએ આ બાબત પ્રેમકાવ્યમાં નીચે પ્રમાણે કહી છે :

---

૧. કેટલાંક ગુજરાતી અને સંસ્કૃત પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે કે આ લડાઈ "અસાવલ" નજીક થઈ હતી. રાજા કરણ નાપેલો અહીંથી હાર ખાઇ બાગલાણ નાસી છૂટ્યો. અને ઘણું કરીને એ જ કારણસર કમળાદેવીને સાથે લઇ જઈ ન શક્યો. તે પાટણમાં હતી

"એક રાત્રે બાદશાહને ખુશી આનંદમાં જોઈ દિલનો ભેદ આવી રીતે જણાવ્યો."

આગળ ચાલતાં પુત્રીઓ વિશેનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરે છે:

"મારા ઝાડ ઉપર જવાનીની ડાળીમાંથી મારા ભાગ્ય પામે એ ત્રણ ખીલેલી કળી હતી."

તે પછી પોતાની ખુશકિસ્મતી નીચે પ્રમાણે અદા કરે છે:

"માગ જવલ ત નમીસને લઈ ને હું સુખી હતી, પરંતુ તે બને ફૂલો પોતાના બાગમાં રહી ગયાં."

હવે તે અસલ મતલબ જાહેર કરે છે:

"બીજી જીવે છે અને લોહીનો સબંધ હોવાથી મારું દિલ બેચેન છે. જો બાદશાહની મહેરબાની મારા ઉપર થાય તો ગરમીને લઈ ને ખૂનની સાથે ખૂન મળી શાંતિ થાય."

સુલતાન અલ્લાઉદ્દીન પોતાના પુત્ર ખિઝરખાનને માટે પહેલેથી જ કોઈ ઉમદા મોકો ગોધતો હતો તેથી રાણી કમળાદેવીની આ તજવીજ તેને પસંદ પડી. રાય કરણને અગપણનો સંદેશો મોકલવામાં આવ્યો અને તેણે ઘણી જ ખુશીથી તે પેગામ માન્ય રાખ્યો, તે ચહાતો હતો કે બાદશાહી જહેઝ સાથે દેવળદેવીને દિલ્હી રવાના કરી દે. જેમકે ગયકરણની ખુશી આનંદને અમીર ખુસરો નીચે પ્રમાણે વર્ણવે છે:

"હિંદુઓના મુલકનો રાજા કરણ જે તે જમાનામાં સાહેબકિરાન (અતિ ભાગ્યશાળી) હતો

આ આનંદ જે તેને અચાનક હાંસિલ થયો તેને લઈને તે જામામાં ફૂલ્યો સમાતો ન હતો."

પરંતુ ત્યાર પછી સુલતાનનો વિચાર બદલાઈ ગયો અને ગુજરાતને જીતેલા મુલ્કોમાં શામેલ કરી લેવાનો નિર્ણય કર્યો.[1] ટૂંકમા મલેક કાફૂર દક્ષિણની ફતેહ માટે માળવા થઈ ગુજરાત પહોંચ્યો અને ત્યાંથી દક્ષિણમાં ગયો. સુલતાનના ફરમાન મુજબ માળવા અને ગુજરાતના હાકિમોને તેની મદદ માટે નીમ્યા. ગુજરાતના હાકિમે બાગલાણને ઘેરો ઘાલ્યો. અલપખાન અને "પન્જમન" ઉપરાંત બીજા સરદાર પણ તેમા બેહદ કોશિશ કરતા હતા. અલપખાને રાજા કરણ ઉપર પયગામ મોકલ્યો કે દેવળદેવીને મને હવાલે કરો. જેથી કરીને તેને તેની મા પાસે મોકલવામાં આવે. રાજા કરણે તેનો ઇન્કાર કર્યો. આ પહેલાનો બનાવ એ છે કે રાજા કરણ જ્યારે હાર ખાઈ ખાનદેશની સરહદ ઉપર પહોંચ્યો ત્યારે તેણે દેવગઢ (દોલતાબાદ)ના રાજા રામદેવ પાસેથી મદદની માગણી કરી, પરંતુ

૧. રાણી કમળાદેવીની એ યુક્તિ અને રાજા કરણના સ્વીકાર વિશેની વાત કોઇ આધારયુક્ત તારીખમા નથી. આથી મારો પોતાનો અભિપ્રાય એ છે કે આ બનાવો ખાનગી રીતે બન્યા હતા, અને ઘણું કરીને એમ નક્કી કરવામા આવ્યું હશે કે ગુજરાતનું રાજ કરણને પાછુ આપવામા આવે અને તે દેવળદેવીના ખિઝરખાન સાથે લગ્ન કરે. ઘાડું કરીને એ જ કારણથી તે રાજી થઈ ગયો હતો તેણે દિલમા ખ્યાલ કર્યો હશે કે હું એમ સમજીશ કે હુઈ મારી એક પુત્રી ઊડાવી ગયો જેમકે ફીરોઝશાહ તઘલખની માએ પોતાના ખાનદાનને એ વાક્ય કહી શાંતિ આપી હતી. પરંતુ સુલતાને પોતાનો નિશ્ચય આ માટે બદલ્યો. મારા ખ્યાલ મુજબ મલેકા જહાને આ વાતનો તોડ કાઢ્યો; અર્થાત્ પોતાના ભાઇ અલપખાનની પુત્રી સાથે વિવાહ કરવા માટે તેણે એ તમામ તદબીરો વ્યર્થ કરી દીધી. તેથી જ્યારે સુલતાનનો ઈરાદો બદલાઈ અને અલપખાનની પુત્રી સાથેનો વિવાહ સબંધ પાકો થયો ત્યારે ગુજરાત તબાના મુલ્કોમા દાખલ કરવામા આવ્યુ. તેથી કરીને કમળાદેવીને માટે દેવળદેવીને દિલ્હી લાવવાનો હુકમ થયો.

તેણે મદદ આપવાને કબુલ્યું નહિ. તે જાણતો હતો કે એમ કરવું એ અલાઉદ્દીન ખલજી પાસેથી લડાઈ વહોરી લેવા જેવું છે. તેના પુત્ર શંકરદેવે રાજા કરણ ઉપર તેની પુત્રી સાથે લગ્ન કરવાનો પયગામ મોકલ્યો, પરંતુ શંકર દેવ[1] મરાઠો હતો અને ગુજરાતનો રાજા રજપૂત. રજપૂતો પોતાને મરાઠાઓથી ઊંચા ગણતા હતા, તેથી કરણ વાઘેલાએ ઇન્કાર કર્યો હવે દેવળદેવીની માગણી અલાઉદ્દીન તરફથી થઇ તેથી રાજા સમજી ગયો કે મારી પાસે પુત્રી રહેશે તો તેને કોઈક દિવસે જરૂર છીનવી લેવામાં આવશે આ બાજુ ગુજરાતના નાઝિમ અલપખાને એક મોટી ફોજ લઈ હુમલો કરીને રાજા કરણને પરેશાન કરી દીધો. બે મહિના પર્યંત જેમ ચાલ્યું તેમ રાજા સામનો કરવામાં મશગૂલ રહ્યો તે દરમિયાન શંકરદેવે પોતાના પિતાની પરવાનગી વગર પોતાના ભાઈ ભીમદેવને કીમતી બક્ષિસો સાથે રાજા કરણ પાસે મોકલી કહાવ્યું કે આર્ય રજપૂતો તુર્કસ્તાનમાંથી આવ્યા છે અને તેથી તુર્ક જાતના જ છે તે છતાં પણ ધર્મમાં અલગ હોવાથી એક બીજાઓ સાથે મેળ ખાવો મુશ્કેલ છે અમે તમારા જ ધર્મમાં છીએ તેથી પુત્રીનું લગ્ન મારી સાથે કરી રવાના કરી દેવું બહેતર છે, આથી ઝઘડાનો અંત આવશે અને તુર્ક કૂચ કરી જશે. રાજા કરણે દેવગઢથી ફોજી મદદની આશાએ તમામ શરતો નક્કી કરી દેવળદેવીને[2] ભીમદેવને હવાલે કરી અને તે લઇને અજાણ્યે રસ્તે રવાના થયો. અહીં ગુજરાતના નાઝિમને આ વાતની ખબર પડી ત્યારે તે ગભરાયો

કે એ પરીને કોઇ રાક્ષસ ઉડાવી ગયો. હવે હું પાદશાહ પાસે શું મોં બતાવીશ ? આમ વિચાર કરી તેણે કરણવાઘેલા ઉપર એવો સખત હુમલો શરૂ કર્યો કે બીચારો તમામ સામાન છોડી હેરાન પરેશાન થઇ નાસી છૂટયો અને દેવગઢનો રસ્તો પકડયો. ગુજરાતના નાઝિમે પણ પૂંઠ પકડી અને દેવગઢથી એક દિવસના રસ્તાના અંતરે આવી પહોંચ્યો પરંતુ મકસદનું મોતી હાથ ન આવ્યું. શું કરવુ તે સમજાતું ન હતું. લગભગ નિરાશ થઇ ગયો હતો નદીને કિનારે દેવગઢ પાસે પડાવ નાંખ્યો. તે દરમિયાન મોખરેના ૪૦૦ સિપાઇઓ જે "પન્જમન" સરદારના હાથ નીચે હતા તે રજા લઇ ઇલોરાની ગુફા જોવાને રવાના થયા. દૈવયોગે ત્યા હિન્દુઓની ફોજ ઉપર નજર પડી અને સમજવામાં ભૂલ થઇ કે રાજા રામદેવની ફોજે અમારા ઉપર છાપો મારવાનો વિચાર કર્યો છે. જો કે એ ફોજ ભીમદેવની જ હતી જે દેવળદેવીની સાથે અજાણ્યા પહાડી રસ્તેથી દેવગઢની નજીક પહોંચી ગઈ હતી. તુર્કો સત્વર લડાઈ માટે તૈયાર થઇ ગયા અને તીરંદાજી શરૂ થઇ ગઈ. ફોજની સંખ્યા પુષ્કળ હોવા છતાંપણ તુર્કોનાં તીરોથી લાચાર થઈ ભાગવાનું શરૂ કર્યું. થોડા જ સમયમાં ફોજ આમતેમ વિખેરાઇ ગઈ. એ જ વખત દરમિયાન એક તીર દેવળદેવીના ઘોડાને લાગ્યુ જેનાથી તે જખ્મી થઈગયો. સિપાઇઓ તેના પર તૂટી પડ્યા. તેને પોતાના કબજામાં લાવવાની કોશિશ કરી રહ્યા હતા એટલામાં એક દાસીએ કહ્યું કે જોજો આ રાજકુમારી દેવળદેવી છે તેના તરફ સભ્યતાથી વર્તો. એ સાંભળી તમામ સિપાઇઓમાં આનંદની એક લહેર આવી ગઈ. સરદાર "પન્જમન"ને પોતાની આ જીતથી બહુ અભિમાન આવી ગયુ. તેણે તુરત જ તેને પાલખીમાં બેસાડી ગુજરાતના નાઝિમ પાસે લઇ ગયો. ગુજરાતના નાઝિમને પણ અતિ આનંદ થયો. સત્વર તેણે ત્યાંથી ગુજરાત તરફ પ્રયાણ કર્યું. અને પાટણ પહોંચી દમામ અને ઠાઠ સાથે શાહજાદીઓની જેમ મોકલવામાં આવી અને તેજ માસની આખરમાં

તેની મા કમળાદેવી શાહબેગમની પાસે પહોંચી ગઈ, જેને જોવાથી બેગમને અતિ આનંદ થયો. દેવળદેવી મહેલમાં દાખલ થઈ ખાસ ગાદી મહેલમાં રહેવા લાગી. શાહજાદો ખિઝરખાન નાની વયનો હતો અને દેવળદેવી પણ નાની હતી તેથી ઘણી વખત બન્ને સાથે રમતાં હતાં. એક દિવસ સુલતાને ખિઝરખાનને છૂપી રીતે બોલાવ્યો. અને મલેકા જહાન[1] (માહરૂ બેગમ)ને ઈશારો કર્યો કે જે વ્યવસ્થા કરવામાં આવી હોય તો તે પ્રમાણે જાહેર કરવું જોઈએ. મલેકા જહાને કહ્યું કે હજૂરની મુબારક ખાહિશ એવી છે કે તમારો વિવાહ દેવળદેવી સાથે કરવામાં આવે. ખિઝરખાન શરમનો માર્યો કંઈ કહી શક્યો નહિ અને ચૂપચાપ બહાર ચાલ્યો આવ્યો. પરંતુ દેવળદેવીની મોહબ્બત તેની નસેનસમાં ફેલાઈ ગઈ હતી એ વખતે દેવળદેવીની ઉંમર આઠ સાલની હતી[2] અને ખિઝરખાનની દસ સાલની.

[ નોંધ : ૧. જનાબ મૌલવી રશીદ અહમદ સાહેબ અન્સારીએ "દ્દવલરાની ખિઝરખાન"ની એક અતિ ઉપયોગી કિતાબ લખી છે તે ઉપરથી એમ માલમ પડે છે કે ગુજરાત ઉપર બે વખત હુમલો કરવામાં આવ્યો, તેમાં પહેલી વખત કમળાદેવીનો અને બીજી વખત દેવળદેવીનો કબજો લેવામાં આવ્યો જો કે મારા અભિપ્રાય મુજબ આ વાતમાં સત્ય નથી ગુજરાત ઉપર હુમલો ફક્ત એક જ વખત થયો, અને બીજી લડાઈ બાગલાણમાં થઈ, જે નાસિક જિલ્લામાં આવેલું છે, અને જેને હાલમાં "સતાના" કહેવાય

૧. આ નામ ઈબ્નબતૂતાએ લખ્યું છે જે હિ. સ. ૭૪૯મા મક્કામાં એ બેગમને મળ્યો હતો પરંતુ અરદવલારામાં ઈબ્નબતૂતાથી વિરુદ્ધ લખવામાં આવ્યું છે કે એનું નામ "માહરૂ" લખવામાં આવ્યું છે.

૨. દેવળદેવીની વય અમીર ખુસરો આઠ સાલની જણાવે છે પરંતુ સામાન્ય રીતે ઇતિહાસકારો એ વિશે જે લખે છે તે બાબતમાં આગળ ચર્ચા કરીશ, અને ઐતિહાસિક ગ્રંથોનું અનુસરણ કરતા હું જે અભિપ્રાય ઉપર આવ્યો છું તે પણ જણાવીશ

છે. અને એ આખરી જંગમાં ખુદ ગુજરાતનો નાઝિમ શામેલ હતો. ફરિસ્તામાં સાફ સાફ લખવામાં આવ્યું છે કે દક્ષિણના રાજાઓને છૂટી નાખવા માટે મલેક કાફૂરની ફોજ જ્યારે ગઈ ત્યારે કમળા-દેવીએ દેવળદેવી વિશે વાત કરી. સુલતાને માળવાના નાઝિમ અને ગુજરાતના નાઝિમને મલેક કાફૂરને તાબે રહેવા અને તેને મદદ કરવા માટે તેમજ દેવળદેવીને મેળવવાને તાકીદ કરી. વળી તે લખે છે કે, ગુજરાતના નાઝિમ ઉલુગખાને ગુજરાતથી ફોજ લઈ બાગલાણ જવાનો ઇરાદો કર્યો અને રાય કરણે લડાઇ કરી બે મહિના પર્યંત પોતાના સ્થળનો બચાવ કર્યો. તારીખે બદાયૂનીમાં જણાવવામાં આવ્યુ છે કે રાય કરણની હાર પછી નહરવાલા (અણહીલવાડ)ને લૂંટી તેની પૂઠ પકડી અને રાય કરણ દેવગિરિ (દેવગઢ)ના હાકેમ વીરમદેવ (રામદેવ)ના આશ્રય નીચે હતો તે દક્ષિણમાં સાથે રહ્યો હતો. તેના દક્ષિણમાં ચાલ્યા ગયા પછી ગુજરાતમાં આવવાની અથવા તો તેનો કબજો કરવાની વાત સાબિત નથી થતી તો બે વખત ગુજરાત-નો હુમલો કરવો એનો શો અર્થ? ઝિયાબર્ની લખે છે કે અલાઇ રાજ્યારોહણના ત્રીજા વરસે ઇ. સ. ૧૨૯૭ (હિ. સ. ૬૯૭) માં ઉલુગખાન અને નુસ્રતખાન ઉમરાવો, લશ્કરના સરદારો તથા રસાલા સાથે ગુજરાત તરફ લશ્કર લઈ ગયા, નહરવાલા અને તમામ ગુજરાતને તારાજ કર્યાં અને ગુજરાતનો કરણ રાજા નહરવાલામાંથી નાસી છૂટયો તે દેવગિરિ (દેવગઢ)માં રામદેવ પાસે ગયો. ગુજરાતના અરબી ઇતિહાસ ઝફરૂલવાલામાં જણાવવામાં આવ્યું છે કે 'ઉલુગખાન અને નુસ્રતખાન નહરવાલા નજીક પહોંચ્યા ત્યારે ગુજરાતનો રાય કરણ લડવા નીકળ્યો; બને વચ્ચે સખત લડાઈ થઈ તેમાં રાજા હાર્યો અને દેવગઢ ચાલ્યો ગયો; તેનું કુટુંબ ગિરફતાર થયું. આ ઐતિહાસિક પુરાવા ઉપરથી માલૂમ પડે છે કે રાજા કરણ ફરીથી ગુજરાતમાં દાખલ થયો ન હતો, જેનાથી બીજી લડાઈ ગુજરાતમાં થઈ હોય. અલબત્ત ગુજરાતી ઇતિહાસોમાંથી એટલું તો ખુલ્લેખુલ્લું મળે છે કે

ઉલુગખાનના ચાલ્યા ગયા પછી ગુજરાતમાં બળવો થયો, જેને તુરત જ દાબી દેવામા આવ્યો અને અલપખાનને ખુદમુખ્તાર હાકેમ બનાવવાથી તમામ ગુજરાતમા શાંતિ થઇ ગઇ

૨. દેવળદેવીના સંબધમાં મિરાતે અહમદીનો કર્તા લખે છે કે જ્યારે દેવળદેવીને ગિરફતાર કરવામા આવી ત્યારે તે નાની વયની હતી ઉલુગખાને તેને પોતાના સતાન તરીકે માની લઈ તેને પાળી પોષી મોટી કરી અને ત્યારપછી સુલતાનના હુકમ મુજબ ખિઝરખાન સાથે લગ્ન કર્યું. મારી માન્યતા મુજબ આ બ્યાનમા સત્ય નથી પહેલી વાત તો એ કે તેની મા મોજૂદ હતી, બીજાને ત્યા ઉછેરવાની જરૂર પડે એમ ન હતું વળી કેટલો આગ્રહ કરી કમળાદેવીએ તેને ત્યા બોલાવી મગાવી હતી, તો પોતાની નજરથી દૂર ઉલુગખાનને સોંપવામા આવે એમ કેમ બની શકે? ઉલુગખાન ગુજરાતની ફતેહ પછી છ સાત મહિનામા મરી ગયો તે કેવી રીતે સુલતાનના હુકમ પ્રમાણે વિવાહ કરાવી શકે? જો એમ માનવામા આવે કે "ઉલુગખાન" "અલપખાન" ને માટે છે તો એ માટે એમ કહી શકાય કે તે ગુજરાતમાં રહેતો હતો અને સશોધનથી એમ જણાય છે કે દેવળદેવી દિલ્હીથી ફરી કદી ગુજરાતમા આવી નહતી ત્રીજી વાત એ કે ખુદ અલપખાનની પુત્રી સાથે ખિઝરખાનનો લગ્ન સબધ જોડાયો હતો, તો શુ જાણીબૂઝીને પોતાના જમાઈને પુત્રીની સાથે સોક પણ આપી હશે?]

---

દેવળદેવીને આ સગપણની કંઈ પણ ખબર ન હતી, પરતુ પોત ના ભાઈની શિકલ ખિઝરખાનના જેવી હોવાથી તેને બહુ ચહાતી હતી પરતુ ખિઝરખાન જાણતો હતો કે તે કોઇ એક દિવસ તેની પરણેતર બનશે બ ને ઘણી વખત સાથે જ રહેતા હતા અને આનદથી રમતા ખેલતા હતા જ્યારે દેવળદેવીને નવમુ વરસ બેઠું અને ખિઝરખાન પણ ઉમરલાયક થયો ત્યારે એક દિવસ સુલતાને મલકાજહાન

(માહરૂ બેગમ)ને બોલાવી કહ્યું કે ખુદાની મહેરબાનીથી ખિઝરખાન મોટો થયો છે. હવે તેના લગ્ન વિશે વિચાર કરવો જોઇએ. આખરે બંનેની મસલત બાદ ખિઝરખાનના મામા અલપખાનની પુત્રી અને મલેકજહાનની ભાણેજ સાથે વિવાહ કરવા માટે કહેણ મોકલવાનું નક્કી કરવામાં આવ્યુ. અલપખાને અતિ અભિમાન અને આનંદ સાથે આ વાત મંજૂર કરી. હઝરત અમીર ખુસરોએ આ વિશે નીચે પ્રમાણે લખ્યુ છે:

"અલપખાને પોતાનુ ભાગ્ય ઉચ્ચ કક્ષાએ પહોંચેલું જોઈ શાહી તખ્ત તરફની માગણી કબૂલ કરી."

ગજમહેલની સ્ત્રીઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે પોતાની શુભેચ્છા દર્શાવવા તેઓમાંથી કેટલીક મલેકા જહાન પાસે પહોંચી અને વિનંતિ કરવા લાગી કે "અલપખાનની પુત્રી પણ કંઈ પારકી નથી, તે પણ આપણી જ પુત્રી છે. એવું ન થવું જોઈએ કે કોઈ પણ રીતે તેને દુઃખ થાય. આ બાબત બેપરવાઇ કે ગફલત કરવા યોગ્ય નથી. ખિઝરખાનનો સબંધ જ્યારથી આલા હઝરતે (સુલતાન અલ્લાઉદ્દીન ખલજીએ) દેવળદેવી સાથે બાંધ્યો છે ત્યારથી તે તેના નામ ઉપર ફિદા તેમ જ ગાંડો છે; બીજી છોકરીઓ તરફ તેનુ બિલકુલ લક્ષ નથી. તેથી બંનેને અલગ કરવાં એ જ ઇચ્છવા જોગ છે." આથી બન્ને માટે જુદાં જુદાં મકાન મુકરર કરવામાં આવ્યા અઠવાડિયે કે દસ દિવસે તેમની મુલાકાત થતી, પરંતુ દેવળ દેવી અને ખિઝરખાન વચ્ચેની મોહબ્બત અને ઇશ્કની ચર્ચા રાજ-મહેલમાં વધારે ને વધારે થવા માંડી અને મલેક જહાનને તે વિશે લગાતાર ખબરો મળવા લાગી. પરિણામે એ વાત સાબિત થઈ ત્યારે તેણે હુકમ કર્યો કે દેવળદેવીને લાલ મહેલમાં મોકલી આપવી. આથી મલેકા જહાનના હુકમ મુજબ દેવળદેવીને પાલખીમાં બેસાડી સાહેલી તથા દાસીઓ સાથે લાલ મહેલ તરફ રવાના કરવામાં આવી. આ વાતની ખબર એકદમ ખિઝરખાનને પહોંચી. તે વખતે ખિઝરખાન

ઉસ્તાદની પાસે હતો. આ સાંભળી જે સ્થિતિ થઇ તે બહુ દયાજનક હતી. ટૂંકમાં આ ભયંકર ખબર સાંભળતાં વેંત શાહઝાદો મકતબ-માંથી એધડક નાસી છૂટયો અને રાણી દેવળદેવીની પાલખી નજીક જઇ પહોંચ્યો. બંને સાથે થઈ બહુ જ રડયાં અને મોહબ્બતની નિશાનીઓ એકબીજાને આપી છૂટાં પડયાં

ઉપર જણાવ્યા મુજબ ખિઝરખાનનો વિવાહ દેવળદેવી સાથે સુલતાને કર્યો હતો તેમ છતાં પણ ખિઝરખાનની મા ( મલેકા જહાન)ની સલાહથી તે અટકયો અને અલપખાનની પુત્રી સાથે નક્કી થયો. તૈયારી થવા માંડી; ત્રણ સાલ પર્યંત લગાતાર તે જારી રહી. જ્યારે સમય આવી પહોંચ્યો ત્યારે એ લગ્ન પ્રસંગે તમામ શહેર અને બજારો શણગારવામાં આવ્યાં; ઠેકઠેકાણે ડેરા અને તંબૂ તાણવામાં આવ્યા અને સોનેરી પડદા અને શામિયાના ઊભા કરવામાં

ઉપર સવાર થયો તમામ અમીર ઉમરાવો પગપાળા સાથે ચાલ્યા. હાથીઓ ઉપર સોનેરી અંબાડી મૂકવામાં આવી હતી અને ચારે તરફ નગ્ન તલવાર અને ખંજર વડે ખરાબ નઝરનો રસ્તો બંધ કરવામા આવ્યો હતો. રસ્તામાં મોતી અને ઝવેરાત વેરવામાં આવતા હતાં આવી રીતે વરઘોડો અલપખાનના મકાન ઉપર પહોંચ્યો શાહજાદો મસ્નદ ઉપર બિરાજમાન થયો. અને તમામ અમીરઉમરાવો પોતપોતાના દરજ્જા પ્રમાણે જમણી તેમજ ડાબી બાજૂએ બેઠા. હિ. સ. ૭૧૧ (ઈ. સ. ૧૩૧૧) ના મુબારક રમઝાન માસની ૨૩ મી તારીખે સદરજહાને જોશીઓએ જણાવેલા શુભ સમયે નિકાહનો ખુત્બો વાંચ્યો અને એક ભારી પલ્લા સાથે લગ્ન થયું. તમામ હાજર રહેલા ઉપર મોતી અને જવાહિર વેરવામાં આવ્યાં. લોકોને કીમતી ઇનામ બક્ષિસો વડે માલામાલ કરવામાં આવ્યા અને લગ્નવિધિમાંથી પરવાર્યા પછી લગ્ન મંડળી પહેલાંની જેમ જ પાછી આવી હિ. સ. ૭૧૧ (ઈ. સ. ૧૩૧૧) ના ઝુલહજ્જા માસની પહેલી તારીખ અને સોમવારના દિવસે રાત્રે નજૂમીઓએ નક્કી કર્યા પ્રમાણે એક પહોર પછી શાહજાદો મહેલમાં દાખલ થયો. સોનેરી ફર્શ ઉપર એક સુશોભિત ખુરસી ગોઠવવામાં આવી અને તે ઉપર શાહજાદાને બેસાડવામાં આવ્યો. મોતી અને ઝવેરાત વધેરવામાં આવ્યું. મોતીઓના ચકચકિત સિતારા ઝડપથી ફરતા હતા તેવામાં અચાનક વાદળ ખસી ગયું (અર્થાત્ કન્યા આવી પહોંચી). આ સર્વે થયું. પરંતુ ખુદ ખિઝરખાનના દિલની જે સ્થિતિ હતી તે હઝરત અમીર ખુસરો મારફત સાંભળો :

"ગમગીન ખિઝરખાનથી સર્વ ખુશ હતા. ખિઝરખાન પોતે પણ ખુશ હતો. પરંતુ પોતાની દિલગીરીને લઈને પોતાની તેમજ સંબંધીઓની ખબર તેને ન હતી, કારણ કે શરીર ત્યાં હતું અને દિલ બીજી જગ્યાએ હતું (દેવળદેવી પાસે હતું)."

જો કે ખિઝરખાનનું લગ્ન થઈ ગયુ, પરંતુ તે તેની મરજી

વિરુદ્ધ હતું શરમને લઈને પોતાનાં માબાપની મરજી વિરુદ્ધ તે કંઈ બોલી શકયો નહિ. એ વાત મલેકાજહાન અને રાજમહેલની સ્ત્રીઓ સારી રીતે જાણતી હતી, પરંતુ તેઓ માનતી હતી કે લગ્ન વીત્યા બાદ તે દેવળદેવીને ભૂલી જશે. પરંતુ તેમનો ખ્યાલ ભૂલભર્યો ઠર્યો. ખિઝરખાનના પ્રેમ અને વળગણમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી ગઈ. જ્યારે મામલો કાબૂમાં ન રહ્યો અને ખિઝરખાને જોયું કે માબાપની બેદરકારી જેમની તેમ જ છે ત્યારે ન છૂટકે તેણે પોતાના એક વિશ્વાસપાત્ર ખાનગી માણસને મલેકાજહાન પાસે મોકલ્યો. તેણે ખિઝરખાનની કંગાળ હાલતનું એવું બયાન કર્યું કે તેના ઉપર બહુ જ અસર થઈ ગઈ. ત્યારપછી તેણે કહ્યું : ભત્રીજીને ખાતર પોતાના પુત્રનો વિનાશ ન કરવો જોઈએ. આ સાંભળી મલેકાજહાનની આંખમાંથી એકદમ ચોધાર આંસુ વહેવા લાગ્યાં. આખરે મલેકાજહાને સુલતાન અલાઉદ્દીન ખલજીની પરવાનગી લીધી અને ઘરના કેટલા ખાસ માણસોની હાજરીમાં ખિઝરખાન અને દેવળદેવીનાં

વખતે મલેક કાફૂરે (જે તે સમયે નાયબ મલેક હતો) બાદશાહને ખિઝરખાનથી નારાજ કર્યો, જે ફક્ત તેની ખબર લેવા આવ્યો હતો. એ જ પ્રમાણે તેના સસરા અલપખાન વિશે તેને શંકાશીલ કરી તેનો કતલ કરાવી, જેને સુલતાને ફક્ત સલાહ માટે ગુજરાતથી બોલાવ્યો હતો. ખિઝરખાનને હુકમ કરવામા આવ્યો કે તારે અમ્રુહા એકદમ ચાલ્યા જવુ અને બોલાવ્યા સિવાય કદી દિલ્હી આવવું નહિ. જ્યારે તે મીરઠ પહોંચ્યો ત્યારે રાજ્યવારસ તરીકેનાં એંધાણ જેવાં કે છત્ર દંડ વગેરે પાછાં મોકલી આપવાનો હુકમ મળ્યો, તેથી મલેક હુસ્સામુદ્દીનને સુપ્રત કરી તે અમ્રુહા ચાલ્યો ગયો. ત્યા પહોંચી સખ્ત ગમગીનીમાં ગર્ક ગયો કંઈક શાંતિ થતાં તેણે વિચાર કર્યો અને મન સાથે નક્કી કર્યુ કે મારી બિલકુલ કસૂર નથી. તે શાહી શિક્ષાના કડવા અનુભવથી વાકેફ ન હતો. તેણે વિચાર્યુ કે નિર્દોષ હોવાના કારણે સુલતાનની નાખુશી વિશેનો આવી હાલતમાં વહેમ રાખવો ન જોઈએ બોલાવ્યા વગર તે દિલ્હી પહોચી સુલતાનની ખિદમતમાં હાજર થયો. તે સમયે સુલતાન તેના આગમનથી અતિ ખુશ થયો, પિતૃભાવસહ ભેટી માફી બક્ષી, પરંતુ કેટલા દિવસ પછી ખિઝરખાન જ્યારે ગાફેલ થઈ ગયો અને એશઆરામમા મશગૂલ થઈ એણે દરબારમાં આવવું બંધ કર્યુ ત્યારે નાયબ મલેક કાફૂરને તક મળી ગઈ. તેણે સુલતાનને કહ્યું : ' ખિઝરખાન અને શાદીખાન કેટલાક ઉમરાવોની યુક્તિપ્રયુક્તિને લઈને આપનો જાન લેવાની ઇચ્છા રાખે છે. " અને કેટલાક ગુલામો અને ખાસ માણસો પાસેથી એ બાબતનું સમર્થન કરાવ્યુ. ખિઝરખાન અને શાદીખાનને ગ્વાલિયરના કિલ્લામા કેદ કરવાનો સુલતાને હુકમ કર્યો, મલેકાજહાનને પણ મહેલમાંથી કાઢી મૂકી જૂની દિલ્હીમાં મોકલી આપવામાં આવી. આ બનાવો તેમજ મલેક કાફૂરના ખરાબ વર્તનને લઈને રાજ્યમાં બળવાની ખબરો લાગલાગટ આવવા લાગી એથી અલાઉદ્દીનની માંદગી વધતી ગઈ. તેની હાલત દિનપ્રતિદિન બગડતી જતી

તબીબની દવા અસર કરતી ન હતી. આખરે તેજ સ્થિતિમાં હિ. સ. ૭૧૫ (ઈ. સ. ૧૩૧૫) ના શવ્વાલ મહિનાની ૭ મી તારીખે તેણે દેહત્યાગ કર્યો.[1] બીજે દિવસે ખિઝરખાનના સાત વરસની વયના નાના ભાઈ શિહાબુદ્દીનને શાહી તખ્ત ઉપર બેસાડી મલેક કાફૂર પોતે હકુમત કરવા લાગ્યો, અને મલેક સુમ્બુલને આર્ઝબેગીનો હોદ્દો આપી સત્વર ગ્વાલિયર માટે રવાના કર્યો. તેનો ઈરાદો ખિઝરખાન અને શાદીખાનની આંખ બેનૂર કરવાનો હતો. આથી ગ્વાલિયર પહોંચી તેના સિપાહીઓએ એઓની આંખો ફોડી નાંખી. મલેક કાફૂરની ઇચ્છા ખિઝરખાનના ત્રીજા ભાઈનું પણ કામ ખતમ કરવાની હતી, પરંતુ તકદીરે તદબીર પલટાવી દીધી. રાત્રિના સમયે જ્યારે સર્વ પોતપોતાને ઘેર પહોંચ્યા ત્યારે કતલ માટે નક્કી કરવામાં આવેલાં માણસોએ મલેક કાફૂરના તંબૂમાં ઘૂસી જઈ તેની કતલ કરી, ખિઝરખાનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે ખુદાનો આભાર માન્યો, પરંતુ કંઈક અંશે ખુશ થયો નહિ. મુબારકખાન આ બનાવ પછી બે મહિના પર્યંત પોતાના નાના ભાઈ શિહાબુદ્દીન ઉમરખાનના નાયબ તરીકે રહ્યો અને ત્યારપછી હિ. સ. ૭૧૬ ( ઈ સ ૧૩૧૬ )ના મોહર્રમ મહિનાની ૨૪મી તારીખ ને રવિવારે તખ્ત ઉપર બિરાજમાન થઇ સલ્તનતનું કામકાજ કરવાનુ શરૂ કર્યું.[1] તેણે સુલતાન "કુત્બુદ્દીન મુબારકશાહ"નો ખિતાબ ઇખ્તિયાર કર્યો, અને શિહાબુદ્દીનને આંધળો કરી ગ્વાલિયર ખિઝરખાન પાસે મોકલી આપ્યો. ત્યારપછી રાજ્યાસનના બીજા વરસે ઈ. સ. ૧૩૧૭ (હિ. સ. ૭૧૭)માં દક્ષિણની ચડાઈ પછી પાછા વળતા જ્યારે જાઇન જગ્યાએ તે પહોંચ્યો ત્યારે મલેક શાદી

---

૧. ઇતિહાસકારો સામાન્ય રીતે હિ સ ૭૧૬ (ઇ સ. ૧૩૧૬) લખે છે. (આ સન મસ્નવીમાંથી લીધો છે).

૧. દવલરાની પ્રસ્તાવનામા એ સાલ છે, પરંતુ સામાન્ય રીતે ઇતિહાસકારો ૭૧૭ લખે છે.

૨. આ હિસાબે આ ૭૧૮ સાલ હોવી જોઈએ.

સરસાલારદારને ગ્વાલિયર મોકલ્યો, જેથી કરીને સર્વ શાહઝાદાઓની કતલ કરી તેમનાં કુટુંબોને દિલ્હી લાવે. આ કતલનું અસલ કારણ રાજકીય ફાયદો હતો.

મલેક અસદુદ્દીન (સુલતાન અલાઉદ્દીનના ભત્રીજા)એ મુબારકશાહની કતલ માટે યુક્તિ રચી હતી એ કારણ હતું, પરંતુ ખિઝરખાન ઉપર તે સમય પર્યંત કોઈ રાજકીય ગુનો સાબિત થયો ન હતો, તેથી મુબારકશાહે એક નવી તદબીર રચી અર્થાત્ દેવળદેવીની માગણી કરી જેના જવાબમાં ખિઝરખાને શાહી હુકમનો બિલકુલ ઈન્કાર કર્યો. એ જવાબ અમીર ખુસરોની ઝબાનમાં નીચે પ્રમાણે છેઃ-

'બાદશાહ પ્રત્યે જ્યારે સલ્તનતે વફાદારી કરી તો દેવળદેવીને મારી પાસે રહેવા દેવી જોઈએ. જ્યારે મારો દિલી દોસ્ત મારી સાથે છે તો મારૂં માથું પ્રથમ ઉડાવી દે. પછી તો તું જાણે.'

બાદશાહે આ જવાબથી રોષમાં આવી જઈ મલેક શાદીને હુકમ કર્યો કે ગ્વાલિયર સત્વર જઈને શાહઝાદાઓની કતલ કરો. આથી મલેક શાદી રાતદિનમાં તમામ અંતર કાપી ગ્વાલિયર પહોંચ્યો અને શાહી હુકમથી લોકોને વાકેફ કર્યા. સ્ત્રીઓમાં ક્યામતના દિવસના જેવો શોર મચી ગયો. શાહઝાદાઓને સામે લાવવામાં આવ્યા અને કતલનો હુકમ આપવામાં આવ્યો. પરંતુ કોઇની હિંમત ચાલી નહિ. આખરે એક નીચ કોમના આદમીએ પોતાના ઉપરી અમલદારની ચકચકિત તરવાર લઈ ખિઝરખાનની કતલ કરી. તે પછી બીજા શાહજાદાઓનો વારો આ યો અને તેમની કતલ કરવામાં આવી. તેમની લાસો અભાગીની અને દિલગીરી સાથે ગ્વાલિયરના વિજયમંદિર નામના બુર્જમાં દફન કરવામાં આવી-(અંત પર્યંત).

મુસ્લિમ ઇતિહાસકારોના લખાણ મુજબ દેવળદેવી ઇ. સ. ૧૨૯૩ (હિ. સ. ૬૯૩)માં જન્મી હતી. ચાર સાલની વય થતાં તેને માના ખોળાથી અલગ કરવામાં આવી હતી. 'તેની ઉમર ૧૩ સાલની થતાં તે દિલ્હી પહોંચી.' ૧૮ કે ૧૯ વરસની થતાં તેનું

લગ્ન ખિઝરખાન વેરે થયું. આસરે ચોવીસ સાલની થતાં પોતાના પ્રાણથી પણ પ્યારા પતિ સાથે કેદખાનામાં પહોંચી અને તેજ વરસે પોતાના મહેબૂબની દેખતી આંખો અંધ થતી પોતાની ચમકદાર આંખોથી જોઈ. છવીસ વરસની ઉમરે તે વિધવા થઈ જ્યાં સુધી ખિઝરખાન હતો ત્યાંસુધી દેવળદેવી ઘણી જ વફાદારીથી તેને વળગી રહી એટલે સુધી કે ગ્વાલિયરના જેલખાનામાં પણ આપણે તેને જોઈએ છીએ. કુત્બુદીનની માગણીથી ઘણી જ સફલતથી મલેક શાદી સાથે દિલ્હી જઈ શાહબેગમ થઈ શકી હોત, પરંતુ તેણે તખ્તના કરતાં મોહબ્બતને વધારે પસંદગી આપી અને વફાદારીથી જિંદગીની આખરી પળ પર્યંત ખિઝરખાનની સાથે રહી. દેવળદેવી રાણીની ઉમર વિષે જુદા જુદા ઇતિહાસોમાં જે જે સાલ મળી છે તે નીચે પ્રમાણે છે :

| બનાવો | સાલ | ઉમર | વિગત |
|---|---|---|---|
| જન્મ | હિ. સ ૬૯૩ | ૧ | |
| ગુજરાતની ચડાઈ | ૬૯૭ | ૪ | અમીર ખુસરૌના અભિપ્રાય મુજબ ગુજરાતના હુમલા વખતે તેની ઉમર ૬ માસની હતી તે હિસાબે આખર પર્યંત ચાર સાલનો તફાવત રહે છે. અર્થાત્ ખુસરૌ-ખાનના સમયમાં તેની ઉમર ૨૪ વરસની હતી. |
| ખિઝરખાન સાથે દેવળદેવીનો સંબંધ | ૭૦૪ | ૧૨ | |
| બાગલાણ ઉપર ચડાઈ | ૭૦૬ | ૧૪ | |
| અલપખાનની પુત્રી સાથે ખિઝરખાનનું લગ્ન | ૭૧૧ | ૧૯ | |

| | | | |
|---|---|---|---|
| દેવળદેવી સાથે ખિઝરખાનનું લગ્ન | ૭૧૩ | ૨૧ | નિકાહ રમઝાન મહિનામાં અને રૂખ્સદ જુ હજ્જ મહિનામાં એ 'દવલરાની'ની પ્રસ્તાવનામાં છે બદાયૂની હિ સ ૭૧૧ લખે છે જે મારી માન્યતા પ્રમાણે ગલત છે |
| ગ્વાલિયરમાં કેદ | ૭૧૫ | ૨૩ | |
| ખિઝરખાનનો અંધાપો | ૭૧૬ | ૨૪ | |
| કુત્બુદ્દીનનું રાજ્યારોહણ | ૭૧૭ | ૨૫ | |
| ખિઝરખાનની કતલ | ૭૧૮ | ૨૬ | |
| કુત્બુદ્દીનની કતલ | ૭૨૦ | ૨૮ | |
| ખુસરૌખાન ગુજરાતી | ૭૨૦ | ૨૮ | |

મૌલવી ઝકાઉલ્લાહ સાહેબે પોતાની "તારીખે હિંદ"માં એક વાત લખી છે કે દેવળદેવીનું અવસાન ખિઝરખાનને બચાવવામાં થયું. પરંતુ ખરી વસ્તુસ્થિતિ એ છે કે ખિઝરખાનની કતલ પછી અનેક શાહી તમામ ખલ્જી ખાનદાનના નજરકેદીઓને દિલ્હી લઈ આવ્યો જેઓમાં દેવળદેવી પણ હતી

ગુજરાતના અરબી ઇતિહાસમાં (ઝફરૂલવાલામાં) જણાવવામાં આવ્યું છે કે દેવળદેવીને તેની મા સાથે દિલ્હી પહોંચાડવામાં આવી જ્યાં તેની મરજી વિરૂદ્ધ કુત્બુદ્દીને લગ્ન કર્યું. કેટલાક ઇતિહાસોમાં જણાવવામાં આવ્યું છે કે કુત્બુદ્દીનની કતલ પછી તે ખુસરૌખાનના કબજામાં આવી ગમે તેમ હોય પરંતુ ખુસરૌખાનના સમય પર્યંત તેની ઉમર ૨૮ વરસની હતી અને ઇતિહાસોમાં દેવળદેવી વિશે મળે એવી આ છેલ્લી હકીકત છે તે પછીની હકીકતો વિશે કંઈ

પણ મળતુ નથી. તે ક્યાંસુધી હયાત રહી અને ક્યારે મરણ પામી એ પણ જાણવાને મળતું નથી. સંભવિત છે કે ખુસરૌખાનની કતલના સમયે જે અંધાધુંધી થઈ તેમાં કોઈએ તરફદારી કરનાર સમજી તેની કતલ કરી દીધી હોય. વળી એને કંઈ પરિવાર હતો કે નહિ તે પણ જણાયુ નથી.

એ સમયે ઈ. સ. ૧૩૧૫ (હિ. સ. ૭૧૫) માં એક મશહૂર શાએર હઝરત અમીર ખુસરૌ (ખુદાની રહેમત તેના ઉપર હજો)– એ બનાવને પદ્યમાં લખ્યો છે. તે સામાન્ય રીતે "મસનવીએ ઈશ્કિયા" (પ્રેમકાવ્ય) નામથી ઓળખાય છે. પરંતુ ખુદ અમીર ખુસરૌએ એનું નામ "દવલરાની ખિઝરખાન" રાખ્યુ છે. અને નામ બદલવાનું કારણ એમ લખ્યું છે કે એ પરીના જેવી સ્ત્રીના નામનો પહેલો શબ્દ "દેવ" (=અસુર)થી શરૂ થાય છે, તેથી એને બદલ મે 'દવલ" કર્યું છે, જે "દોલત"નું બહુવચન છે. જેમકે તે લખે છે કેઃ—

"દેવલદેવી ચાલુ જમાનામાં હિંદુસ્તાનના મોરો (ખૂબસુરત સ્ત્રીઓ)મા અનન્ય છે. હિંદુ રિવાજ પ્રમાણે તેના શુભ નામ માટે અગાઉ તેનુ સંબોધન 'દેવલદે' હતું.

દેવ (=અસુર)નો એ પરીના નામ તરફ માર્ગ હતો તેથી મેં મંત્ર પઢીને આ દેવ (=પિશાચ) સામે તેનુ રક્ષણ કર્યું.

એ શબ્દને બદલી એવી રીતે કર્યું કે હિંદી હોય હિંદીઓમા એણે પ્રતિષ્ઠા હાંસિલ કરી.

એક સ્વરને (યે) તેમાંથી કાઢી નાખ્યો કે જેથી "દેવલ"નુ "દવલ" પદ્ધતિસર કર્યું.

"દવલ" "દોલત"નું બહુવચન છે. આ કાવ્ય પુસ્તકમા ઘણી દોલતો સમાયેલી છે.

રાણીએ દોલત (નસીબ) તેમજ કામના (આશા) ઉપર અધિકાર મેળવ્યો હતો તેથી તેનુ સંયુક્ત નામ "દવલરાની" મે રાખ્યુ"

[ હિંદમાં એની જુદી જુદી નકલો જુદી જુદી લાઇબ્રેરીઓમાં મોજૂદ છે, પરંતુ એ કિતાબની ઉત્તમ નકલ ખુદાબખ્શ લાઇબ્રેરી ( બાંકીપુર, પટના )મા છે, જે ગુજરાતના નાઝિમ નવાબ નિઝામુદ્દીન અહમદખાને અમદાવાદમાં ઇ. સ ૧૩૯૨ ( હિ. સ. ૯૫૧ )માં તૈયાર કરાવી હતી અને મીર મોહમ્મદ શરીફ વકુઇ નિશાપુરીએ તેમા સુધારો કર્યો હતો એ મસ્નવી શુદ્ધિ સાથે ઉત્તમ પ્રસ્તાવના સહ મૌલવી રશીદ અહમદ સાહેબ સાલેમ અન્સારીએ અલીગઢ કૉલેજના અગાઉના સેક્રેટરી મરહૂમ નવાબ હાજી મોહમ્મદ ઇસ્હાકખાનની મરજી મુજબ ઈ. સ. ૧૯૧૭ માં છપાવી છે. તે ઘણી મહેનત તેમજ કાળજીથી સંશોધન કરી લખવામાં આવી છે. ]

**નોંધ : મલેક કાફર હઝાર દીનારી:—**

એનુ અસલ નામ મલેક કાફૂર હતું અને તેને તેના માલિકે બગદાદના બજારમાંથી એક હઝારની કીમતે ખરીદ્યો હતો. વેપારી હોવાથી ઠેકઠેકાણે વેપાર કરતો કરતો ગુજરાતના મશહૂર બંદર ખંભાતમા પહોંચ્યો. ત્યા તેણે કાયમી રહેઠાણ કર્યું હતુ કે મુસાફર તરીકે તે મને ખબર નથી ગમે તેમ હો પણ મલેક નુસ્રત જાલેસરીએ જ્યારે આ બંદર ઉપર હુમલો કર્યો અને લૂટમાર શરૂ કરી ત્યારે એ ગુલામને પણ બળજબરીથી તેના માલિક પાસેથી છીનવી લીધો.[1] એ ગુલામ બહુ ઘાટીલો, ખૂબસૂરત, અને નામ ( કાફૂર, કપૂર ) પ્રમાણે ગુણવાળો હતો, તેથી મલેક નુસ્રતને સુલતાન આગળ તેને લઈ જવાનું ઠીક લાગ્યુ સુલતાને શરૂઆતમાં ( ઈ સ ૧૨૯૭–હિ. સ. ૬૯૭ ) તો એની સાથેનું વર્તન સામાન્ય રીતનું જ રાખ્યુ.

---

૧ મિરાતે મોહમ્મદીમા પૃ ૩૫ મા ભૂલથી લખ્યુ છે કે મલેક નુસ્રતે ખરીદ કરી દિલ્હી પહોંચાડયો ગ્રથકારે 'હઝાર દીનારી' સમજવામાં ભૂલ કરી છે બર્ની અને બદાયૂની અને બીજા ઇતિહાસકારોએ લખ્યુ છે કે બળજબરીથી મેળવ્યો, અર્થાત્ તેના માલિક પાસેથી છીનવી લીધો.

પરંતુ જેમ જેમ દિવસ પસાર થતા ગયા અને મોટા મોટા ઉમરાવો આ દુનિયામાંથી રવાનગી લેતા ગયા તેમ તેમ એનો દરજ્જો વધતો ગયો ઝફરખાન, વઝીર મલેક નુસ્રત અને ગુજરાત ઉપર જીત મેળવનાર ઉલુગખાનના અવસાન પછી તેની સત્તા બહુ વધી ગઈ. મહાન ઉમરાવોમાંથી અનુલમુલ્ક મુલતાની અને અલપખાન નામનો ગુજરાતનો હાકેમ કેન્દ્ર સ્થળથી દૂર હોવાના કારણે તેની સત્તામાં વિઘ્નરૂપ થઈ શકયા નહિ ઈ સ ૧૩૦૨ (હિ સ ૭૦૨) માં મલેક કાફૂરને એક ફોજ લઈ તેલગણ અને મહારાષ્ટ્રમાં મોકલવામાં આવ્યો ત્યાંથી તે ફતેહમંદ થઈ પાછો ફર્યો. પેલા ત્રણ ઉમરાવોના મરણ બાદ તેને ઈ. સ ૧૩૦૯ (હિ સ ૭૦૯)માં નાયબ મલેકનો દરજ્જો મળ્યો અને તેને અમીરુલ્ ઉમરા બનાવવામા આવ્યો. ઝિંદગીના આખરી હિસ્સામા વૃદ્ધાવસ્થાને લઈને પાદશાહનો સ્વભાવ બગડી ગયો હતો અને ઘણીવાર તે વહેમાતો હતો આ પરિસ્થિતિમા મલેક કાફૂર તેના દિલમા મગરુર બેસી ગયો હતો પાદશાહ પણ તેની જ આંખે જોવા લાગ્યો અને તેને જ કાને સાભળવા લાગ્યો ઈ સ ૧૩૦૯ (હિ સ ૭૦૯)મા તે વારંગલ ગયો જ્યાંથી રાજા રામદેવને લઈ બક્ષિસો સાથે તે દિલ્હી પહોંચ્યો કેટલાક મશહૂર હાથી, સાત હજાર ઘોડા અને વાર્ષિક ખંડણી નક્કી કરી તે પાછો આવ્યો ઈ સ ૧૩૧૦ (હિ સ ૭૧૦) માં મઅબર (મદ્રાસ)થી રાસકુમારી (કન્યાકુમારી) પર્યંત ફતેહ મેળવતો ચાલ્યો ગયો ઈ સ ૧૩૧૨ (હિ સ ૭૧૧) મા ૩૧૨ હાથી ૨૦૦૦૦ ઘોડા, અને ૯૬૦૦૦ મણ સોનુ તથા જવેરાતની કેટલીક પેટી લઈ તે દિલ્હી પાછો આવ્યો અને બાદશાહની નજર આગળથી પસાર થયો રાજા રામદેવ મરણ પામ્યો હતો અને તેને બદલે અત્યારે ગાદી ઉપર તેનો પુત્ર હતો જે પોતે બળવાખોર હતો, એટલુ જ નહિ પણ દક્ષિણના કેટલાક રાજાઓને પણ તેણે બળવા કરવા માટે ઉશ્કેર્યા, તેણે ખંડણી પણ ભરી ન હતી. તેના બાપે

તો ઉમરભર અતા કરી હતી. આ કારણથી મલેક નાયબ કાફૂરને તેને શિક્ષા કરવાને દેવગઢ એક બળવાન લશ્કર આપી મોકલ્યો. ત્યાં પહોંચી દેવગઢના રાજા સાથે મહાન લડાઈ કરી ફતેહ હાંસિલ કરી રાજા માર્યો ગયો. અને તે મુલક સલ્તનતમાં દાખલ કરવામાં આવ્યો. દક્ષિણના બીજા તમામ રાજાઓ તાબે થઇ ખંડણી ભરતા થયા. સારા દક્ષિણમાં એવો પ્રભાવ પાડી દીધો કે લાંબા સમય પર્યંત ગુસપુસ કરવાનો પણ ખ્યાલ ન આવ્યો. આ બનાવ ઈ. સ. ૧૩૧૨ ( હિ સ. ૭૧૨ )નો છે. તેની આ ફતેહથી સુલતાને ખુશ થઈ તેને દક્ષિણનો સૂબો બનાવી મોકલ્યો. તે બહુધા ઈ. સ. ૧૩૧૬ ( હિ. સ. ૭૧૬ ) પર્યંત રહ્યો. આને લઈને કાફૂરના ખ્યાલોમાં ફેરફાર થયો. તેણે વિચાર્યું કે શાહઝાદો હજુ નાની વયનો છે અને અલાઈ ખાનના સલ્તનતના તમામ ( દાખલા તરીકે સુલતાન અકતખાનનો ભાઈ ઉલૂઘખાન, સુલતાનનો ભત્રીજો સુલેમાન વગેરે )નો અલાઉદ્દીને પોતાના હાથે વિનાશ કર્યો છે તેથી થોડી કોશિશે દિલ્હીનો બાદશાહ થઈ શકું એમ છે. આમ વિચાર કરી દક્ષિણમાં તેણે તેની તૈયારી શરૂ કરી દીધી. આ તૈયારીમાં ગૂંથાયેલો હતો તે દરમિયાન અલાઉદ્દીને પોતાની વધતી જતી બીમારીને લઇને ગુજરાતના નાઝિમ અલપખાન તથા મલેક નાયબ કાફૂરને દક્ષિણથી બોલાવ્યા. અહીં આવી અલાઉદ્દીનની ગંભીર હાલત જોઈ પોતાનું ધ્યેય હાંસિલ કરવાને વધારે કોશિશ કરવા લાગ્યો. સંજોગો જુઓ કે એ જ સમયે અલાઉદ્દીને છાની રીતે ફરિયાદ કરી કે " મલેકા જહાન અને ખિઝરખાન મારી બીમારી દરમિયાન કંઈ પણ ખિદમત કરતાં નથી. વળી તેમને એ બાબતની કંઈ પરવા પણ નથી." મલેક કાફૂર મોકો જોઈ બોલ્યો કે "ખિઝરખાન તખ્ત હાંસિલ કરવાની ફિકરમાં છે, અને મલેકા જહાન અને અલપખાનની સાથે આપની કતલ માટે કાવતરું કરવામાં આવ્યું છે." આ સાંભળી બાદશાહ બહુ વહેમાયો અને ખિઝરખાન વારસ હતો તેને અમ્રહા તરફ રવાના કરી

હુકમ કર્યો કે "બોલાવ્યા વગર આવવું નહિ. હું સાજો થઈશ ત્યારે તમને બોલાવવામાં આવશે" તે પછી અલપખાનને દરબારમાં બોલાવ્યો જ્યારે તે શાહી ખિલાત પહેરતો હતો ત્યારે મલેક નાયબ અને કમાલુદ્દીને તેની કતલ કરી ખિઝરખાને જ્યારે જ્યારે સુલતાન ની તન્દુરસ્તીની વાત સાંભળી ત્યારે પોતાની ફરજ અદા કરવાને પરવાનગી વગર દિલ્હી ચાલ્યો આવ્યો બાપને મળ્યો બાપ પણ પિતૃભાવથી મજબૂર થઈ તેની ડોકે વળગી પડ્યો અને મહેલમાં જઇ માને મળવાની તથા રહેવાની રજા આપી ખિઝરખાન પણ મહેલમાં જઈ બેદરકાર થઈ ગયો અને એશઆરામમાં જિંદગી ગુજારવા લાગ્યો. તેણે પોતાનો અલગ દરબાર જમાવ્યો અને શાહી દરબારમાં ગેરહાજર રહેવા લાગ્યો કાફૂરે ફરીથી આ તકનો લાભ લીધો અને બાદશાહના કાન ભંભેરવાને કહ્યું કે 'આપની રજા વગર એ પાછો આવ્યો હમણા મહેલમાં મસલત ચાલે છે.' જ્યારે અલપખાન સાથે જ આવ્યો હતો ત્યારે મલેકાજહાને શાહઝાદા શાદીખાનનુ લગ્ન અલપખાનની બીજી પુત્રી સાથે કરવાની રજા માટે દરખાસ્ત કરી મલેક કાફૂરે આ મસલતને પણ બગાવતરૂપે સમજાવ્યું હવે બાદશાહને એમ ખોટું લાગ્યુ કે "મારી હાલત દિનપ્રતિદિન બગડતી જાય છે અને એ લોકોને લગનની ફિકર છે" હુકમ મલેક કાફૂરનું ધારેલું થયુ અને તેના જાદૂએ કામ કર્યું બાદશાહ ગુસ્સે થયો ખિઝરખાન અને શાદીખાનને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવામા આવ્યા અને મલેકાજહાનને લાલ કોશક (લાલમહેલ કે લાલ કિલ્લા)માંથી કાઢી મૂકી પુરાણી દિલ્હીમાં મોકલી આપવામાં આવી હવે મેદાન સાફ હતું બાદશાહનો પણ આખરી શ્વાસ નજીક આવી ગયો હતો થોડા જ દિવસમાં તેણે દેહત્યાગ કર્યો કેટલાક એમ માને છે કે ખુદ મલેક કાફૂરે તેને ઝેર આપ્યું હતું સત્ય બિના ભગવાન જાણે અલાઉદ્દીન ના અવસાન પછી મલેક કાફૂરે પ્રથમ તો મલેક સુમ્બુલને ખિઝર ખાન અને શાદીખાનની આંખમાં મોય ફેરવી આંધળા કરવાને

ગ્વાલિયર મોકલ્યો અને તદ્દન નાની વયના શિહાબુદ્દીનને ગાદીએ બેસાડયો, કુત્બુદ્દીન મુબારકશાહની પણ કતલ કરવાને માટે તેને કેટલાક વિશ્વાસુ માણસોને હવાલે કર્યો મલેકા જહાને તેમની સાથે વાત કરી પોતાના કરી લીધા અને મોડી ગત થતાં "કસ્રે હઝાર સુતૂન' (હઝાર સ્તંભના મહેલ)ના દરવાજા બંધ થઈ ગયા ત્યારે (બે ગુલામ) બશીર અને મુબશ્શિર તે મહેલના છેલ્લા મજલે ગયા જ્યા મલેક કાફૂર રહેતો હતો અંદર ઘુસી મલેક કાફૂરને મારી નાખ્યો ઈ સ ૧૩૧૭ (હિ સ ૭૧૭)મા કુત્બુદ્દીન મુબારકશાહને તખ્ત ઉપર બેસાડયો મલેક કાફૂર જેવો બહાદુર અને મહત્ત્વાકાંક્ષી સિપાહસાલાર હતો તેવો જ લુચ્ચો પણ હતો તેણે લુચ્ચાઈથી ખિઝરખાનને વારસા બાબતમા નિરાશ કર્યો અને ૭ વર્ષની વયના શિહાબુદ્દીનને તખ્તનશીન કર્યો તેણે વિચાર કર્યો કે કુત્બુદ્દીન એબક, અલ્તમશ બલબન, ખલજી, વગેરેની માફક હું પણ દિલ્હીનો પાદશાહ થઈશ, પરંતુ એ એનુ દીવાનાપણુ હતુ સારી જિંદગી એ શહેનશાહત કરી શકયો હોત, પરંતુ નપુંસક હોવાને લઈને તેનો વંશ કઈ રીતે જારી રહેત ?

સુલતાન અલાઉદ્દીનના સિક્કા

૧ હિન્દીમા

શ્રી શલીફા સુરયતાન શ્રી અલાઉદીન

૨ અરબીમાં          એક બાજૂ          બીજીબાજૂ

અસ્સુલ્તાન અલાઉદ્દદુનિયા વદ્દીન    સિકન્દરે સાની

અબુ મુઝફ્ફર મોહમ્મદશાહ        યમીનુલ્ ખિલાફતે નાસિર

અસ્સુલ્તાન                   અમીરુલ્ મોમિનીન.

દિલ્હીમા આ સિક્કો હિ સ ૭૦૯મા પાડવામાં આવ્યો

ગુજરાતનો પહેલો નાઝિમ

ગુજરાતના પહેલા નાઝિમની બાબતમા આમ ઇતિહાસના અભ્યાસથી જાણવાનું મળે છે કે અલમાસ બેગ ઉલૂગખાન જેણે

ગુજરાત જીત્યુ હતુ તે ત્યાંનો નાઝિમ પણ હતો તેણે લગભગ ૨૦ વરસ ગુજરાતમા હકૂમત કરી. ગુજરાતની મશહૂર તારીખ મિરાતે અહમદીમાં હરેક જગ્યાએ આ નાઝિમનુ નામ ઉલુગખાન જ લખવામા આવ્યુ છે, આ ઉપરથી માલુમ પડે કે કે એ ગ્રંથકારના અભિપ્રાય મુજબ ગુજરાત ઉપર જીત મેળવનાર જ ત્યાંનો નાઝિમ હતો જેમકે તે લખે છે કે "નહરવાલા (અણહીલવાડ)ની જીત પછી ઉલુગખાનના કબજામા ગુજરાતની હકૂમત આવી તે જ સમયથી ગુજરાતમા નાઝિમ નિમાઈને આવવા લાગ્યા પાટણ (નહરવાલા) ની જામે મસ્જિદ તાન પથ્થરની ઉલુગખાનની બંધાવેલી છે" વળી કરીને 'યાદે અય્યામ'મા ગ્રંથકારે એમાં (મિરાતે અહમદી)માથી લીધુ છે વળી તેણે એક કદમ આગળ ભર્યો છે જેમકે તે લખે છે કે "કેદીઓમા રાણીઓ અને રાજાની પુત્રી દેવળદેવી રાણી પણ હાથ આવી આ સર્વને ઉલુગખાને દિલ્હી મોકલ્યા અને નહરવાલાને હકૂમતનુ કેન્દ્ર ઠરાવી ખુદ નહરવાલામા જામે મસ્જિદનુ બાંધકામ શરૂ કર્યુ, જે મહુધા ગુજરાતમા સૌથી પહેલી મસ્જિદ હતી તે જ ઉલુગખાનને ગુજરાતના લોકો અલપખાન કહે છે"

લખી છે "તારીખે ફરિસ્તામાં ફાતિહ (વિજેતા) અને નાઝિમ ગને માટે 'અલફખાન' શબ્દ લખવામાં આવ્યો છે" પરંતુ "મિરાતે અહમદી"ના ગ્રંથકારે ગલતીથી એક જ શબ્દને વિજેતા અને નાઝિમ સમજી 'ઉલુગખાન' લખી દીધું છે અને એનું જોઈને જ ઘણાખરા અંગ્રેજી અને ગુજરાતી ઇતિહાસકારોએ તેમજ કર્યું છે મુન્તખબુત્ તવારીખમાં નાઝિમનું નામ 'અલપખાન' લખવામાં આવ્યું છે (પૃ ૧૯૮ કલકત્તા) અને પૃષ્ઠ ૧૮૯માં જ્યાં "ગુજરાત નો વિજેતા" લખ્યું છે ત્યાં 'ઉલુગખાન'જ છે.

આ ઉપરથી સાફસાફ જણાઇ આવે છે કે મજકૂર ગ્રંથકાર પણ એ વાત સાચી સમજે છે. સિયરૂલમુતાખ્ખરીનમાં એ તરફ લક્ષ પણ આપવામાં આવ્યું નથી ગ્રંથકારને એ પણ ખબર નથી કે ખુદ અલાઉદ્દીને ગુજરાત જીત્યું કે ઉલુગખાને ઉર્દૂમાં હિંદુસ્તાનના વિસ્તૃત ઇતિહાસના ગ્રંથકાર મૌલવી ઝકાઉલ્લા સાહેબ પોતાની કિતાબ ભા. ૨ મા દરેક જગાએ 'ઉલુગખાન'જ લખે છે ફક્ત ખિઝરખાનના લગ્ન પ્રસંગ ઉપર 'અલપખાન' લખ્યું છે, જેની પુત્રી સાથે ખિઝરખાનના લગ્ન થયા હતા. પરંતુ ચોથા ભાગના ૧૫૬મા પૃષ્ઠ ઉપર તે લખે છે કે "હિ સ. ૬૯૬માં તેણે (સુલતાન અલાઉદ્દીને) એક લશ્કર અલપખાન (જેને લોકો અલફખાન પણ કહે છે) અને નુસરતખાનની આગેવાની નીચે મોકલ્યું." આગળ ચાલતા તે લખે છે કે "જ્યારે નહરવાલા જીતી લેવામાં આવ્યું અને કરણ રાજા હાર ખાઈ નાઠો ત્યારે અલપખાનની નિમણૂક મુલ્કના હાકેમ તરીકે થઈ" આ બને પરસ્પર વિરોધી બ્યાનો ઉપરથી માલૂમ પડે છે કે તે અસલ હકીકતથી વાકેફ નથી અને સશોધન કર્યા વગર મળ્યું તેની નકલ કરી છે સરી પિન્ડી સાહેબે તારીખે હિંદ પોતાને નામે લખી કે લખાવી છે તેમાં દરેક જગ્યાએ 'ઉલુગખાન'જ લખવામાં આવ્યું છે. આ વિગતનો આખો ભાગ ઝિયા બર્નીની તારીખે ફીરોઝશાહીમાથી તેણે લીધો છે. અને એમાં બંને નામોનો ફરક મોજૂદ છે

અમીર ખુસરૌએ "મસ્નવીએ ઇશ્કિયા" (પ્રેમકિસ્સા કાવ્ય) માં ગુજરાતના હુમલા સમયે 'ઉલુગખાન' નામ લખ્યું છે અને એઝરખાનના લગ્ન વખતે 'અલપખાન' નામનો ઉલ્લેખ કર્યો છે, અને એક જગ્યા ઉપર "અલફખાન" પણ છે. આ વિશે એમ ચોક્કસ કહી શકાય કે અલફખાન ખરેખર "અલપખ ન "ને બદલે લખાઈ ગયુ હશે. તેથી ઝિયા બર્નીએ હોદ્દેદારોની જે ફેહરિસ્ત આપી છે તેમાં કોઈપણ શખ્સ 'અલપખાન' નથી. એ જ પ્રમાણે કેટલાક આધારયુક્ત ઇતિહાસોમાં પણ એ નામ નથી. ઉપરના લખાણમાં ખુલ્લેખુલ્લું એમ ન જણાયું કે "ફાતિહ" અને નાઝિમ અને એક જ શખ્સ માટે છે કે જુદા જુદા ? તેથી આ ગૂંચવણ દૂર કરવાને બીજી કિતાબોની મદદ લેવી જરૂરી છે ગુજરાતના અરબી ઇતિહાસ "ઝફરૂલવાલા"ના ગ્રંથકાર મોહમ્મદ બિન ઉમ્મેલ મક્કીએ ઇ. સ. ૧૨૯૬ ( હિ. સ. ૬૯૬ )ના બનાવોમાં નીચે પ્રમાણે લખ્યું છે :

"ઉલુગખાને રાજા કરણના ગજ્યમાં આવેલા નહરવાલા ( અણહીલ પુર પાટણ ) જઈ તેનો કબ્જો લીધો."

વળી એક બીજી જગ્યાએ લખ્યું છે કે—

"અને તેનું બયાન છે કે અલાઉદ્દીને ઉલુગખાન અને નુસરતખાનને ગુજરાતમાં સાધન સામગ્રી સાથે મોકલ્યા જ્યારે બંને નહરવાલા પાસે પહોંચ્યા ત્યારે રાજા કરણ તેઓનો મુકાબલો કરવા માટે નીકળ્યો. બંને બાજૂથી સખ્ત લડાઇ લડાયા બાદ રાજા કરણ હાર ખાઈ દેવગઢ ચાલ્યો ગયો અને તેના કુટુંબને ગિરિફતાર કરવામાં આવ્યું"

તે પછી તે લખે છે કેઃ—

"ઉલુગખાન દિલ્હી તરફ ચાલ્યો. અને તે બંને ( ઉલુગખાન અને નુસરતખાન ) સાથે ગુજરાતની લૂંટનો માલ હતો તેમજ રાજા કરણનું કુટુંબ હતું જેમાં તેની રાણી પણ હતી."

વળી ભાગ બીજાના પૃષ્ઠ ૭૯૧માં લખવામાં આવ્યું છે કેઃ—

"એટલે સુધી કે એક દિવસ અલાઉદ્દીને કહ્યું અને તેની પાસે ઉલૂગખાન, નુસતખાન, ઝફરખાન અને અલપખાન હતા "

એક બીજી જગ્યાએ ઈ. સ. ૧૨૯૯ ( હિ. સ. ૬૯૯ ) ના બનાવોમાં રણથંભોરના હુમલા વિશે તારીખે હુરસાગખાનનો હવાલો આપી તે લખે છે કે —

" ઉલુગખાન તૈયાર થઇ બિયાના સામે ઊતર્યો અને એ ખબર હમીરદેવને પહોંચી. "

તે જ વરસે મજકૂર કિલ્લો છતી લેવામાં આવ્યો ત્યારે અલાઉદ્દીને તે કિલ્લો ઉલૂગખાનને આપ્યો. જેમકે તે લખે છે કે " ઇતિહાસકાર કહે છે કે ઘણી કોશિશ કર્યા પછી અલાઉદ્દીનની ફતેહ થઇ અને રાજા હમીરદેવ હાર્યો. ખુદ તે અને મોગલોમાંના જે લોકો તેના આશ્રિત હતા તે તમામને ગિરિફતાર કર્યા બાદ કતલ કરી અને સુલતાને તમામ શસ્ત્રસરંજામ સાથે કિલ્લો તેમજ આખો પ્રાંત પોતાના ભાઈને હવાલે કર્યો. "

આગળ ચાલતાં પૃષ્ઠ ૭૧૦ ઉપર તે ફરીથી એ વિશે લખે છે કે:—

" અલાઉદ્દીન પોતાના ભાઈ ઉલુગખાનને તે કિલ્લો અને જે કંઈ તે કિલ્લામાં હતું તે તથા પ્રાંત બક્ષિસ તરીકે આપી દિલ્હી તરફ ફર્યો અને આ ફતેહ હિ. સ. ૭૦૦ ના ઝિલકાદા માસની ત્રીજી તારીખે થઈ. " ( ઈ. સ. ૧૩૦૦ )

ઉલૂગખાન વિશે તમામ હકીકતોનો ઉલ્લેખ કરી અલપખાન વિશે તે લખે છે, કારણ કે નુસતખાન અને ઝફરખાન વિશે તે આગળ લખી ચૂક્યો છે:—

" અને અલાઉદ્દીનના જીવલેણ રોગ દરમિયાન અલપખાન વિશે જે બનાવ બન્યો તે આગળ આવશે. "

પૃષ્ઠ ૮૨૬માં છે કે:—

" સુલતાનની રાણી માહરૂબેગમના ભાઇ અલપખાન અને

મલેક કાફૂર વચ્ચે અદાવત થઈ અને તેનાથી જ અલાઉદ્દીનના મુલ્કની ખરાબીની શરૂઆત થઈ અને તે જ સમયે અલાઉદ્દીનને જલોદરનો રોગ થયો અને દિનપ્રતિદિન રોગ વધતો ગયો. કાફૂર અને અલપખાન એકબીજા સાથે લડતા હતા; પરંતુ કાફૂર દક્ષિણનો નાઝિમ, અને અલપખાન ગુજરાતનો નાઝિમ હતો."

થોડીક લીટી બાદ લખે છે કેઃ—

"ત્યારપછી કાફૂર આવ્યો અને અલાઉદ્દીનને ખિઝરખાન અને તેની સ્ત્રી સાથે નારાજ થયેલો ભાળ્યો ત્યારે અલાઉદ્દીનના સ્વભાવમાં ફેરફાર નિહાળી અલપખાનની કતલની પેરવી કરવા માંડી અને જ્યારે અલપખાનની કતલની ખબર ગુજરાતમાં પહોંચી ત્યારે તેના જે અમલદારો ગુજરાતમાં હતા તેમણે બળવો કર્યો અને ઠેકઠેકાણે તોફાનો મચાવ્યાં."

આ બ્યાન ઉપરથી સાફ સાફ માલૂમ પડે છે કે 'ઉલૂગખાન' અને 'અલપખાન' બંને અલગ અલગ શખ્શો છે. અલબત્ત અમીર ખુસરૌના 'અલફખાન'ની માફક આ કિતાબમાં પણ બે જગ્યાએ 'અલપખાન'ને બદલે 'ઉલૂગખાન' લખવામાં આવ્યું છે. એ વિશે કિતાબના છેવટના ભાગમાં ઉલ્લેખ કરીશ. એ જ ઇતિહાસકારના સમકાલીન અબ્દુલકાદિર બદાયૂની છે, જેણે આ વાતો સાફ સાફ લખી છે. સુલતાન અલાઉદ્દીન ખલજીના મથાળા નીચે લખે છે કેઃ—

"હિ. સ. ૬૯૫ (ઈ. સ. ૧૨૯૫) ના ઝિલ્હજ્જની ૨૨ મી તારીખે પોતાના ભાઈ અલમાસ બેગની સલાહથી દિલ્હીની સલ્તનતનો ઝંડો ફરકાવ્યો. તેને 'અલમાસ બેગ ઉલૂગખાન'નો અને તેના પુત્રના સસરા સન્જરને (જે મીર મજલિસ હતો), 'અલપખાન'નો, મલેક નુસરત જલેસરીને 'નુસ્રતખાન'નો અને મલેક બદ્રુદ્દીનને 'ઝફરખાન'નો ખિતાબ આપી સીરી (દિલ્હી)ના મેદાનમાં પડાવ નાખ્યો."

---

૧. ઝફરૂલવાલા ભા ૨, પૃ ૮૦૬

સુલતાન અલાઉદ્દીન ખલજીના ભાઈનું નામ અલમાસ બેગ હતું, અને તેને 'ઉલૂગખાન'નો ખિતાબ આપવામાં આવ્યો હતો. અલાઉદ્દીનના પુત્ર (ખિઝરખાન)ના સસરાનું નામ સન્જર હતું. તેને 'અલપખાન'નો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો. એ શખ્સ તે સમયે મજલિસનો પ્રમુખ હતો તેની સાથે મલેક નુસ્રત જલેસરીને 'નુસ્રતખાન' અને મલેક બહુદ્દીનને 'ઝફરખાન'નો ખિતાબ મળ્યો.

ત્યાર પછી કેટલીક લીટી પછી લખે છે કે:—

"હિ. સ. ૬૯૬ ( ઈ. સ. ૧૨૯૬ ) ના મોહર્રમ મહિનામાં ઉલૂગખાન અને અલપખાનની અરકુલીખાન અને સુલતાન રુક્નુદ્દીનને (પકડવા) માટે નિમણૂક કરી."

હિ. સ. ૬૯૮ (ઈ. સ. ૧૨૯૮)ની સાલના બનાવોમાં લખ્યું છે કે –

"ઉલૂગખાનને એક મોટી ફોજ આપી ગુજરાતના રાજા કરણ ઘેલાનો મુકાબલો કરવા માટે નીમ્યો તેની પાસે ૩૦૦૦૦ હજાર સવાર, ૮૦૦૦૦ નું પાયદળ અને ૩૦ હાથીનું લશ્કર હતું."

"અને ઉલૂગખાને રાજા કરણને હરાવી નહરવાલા લૂંટી તેની પૂંઠ પકડી."

આના અનુસંધાનમાં ઉલૂગખાનના ગુજરાતમાં ફરીથી આગમન વિશે અલવર નામની જગ્યાએ લશ્કરે જે તોફાન મચાવ્યું હતું તેનો ઉલ્લેખ કરી આગળ લખે છે કે:—

"અને ઉલૂગખાન લાગલગાટ કૂચ કરતો દિલ્હી ગયો, અને જહાબનનો ઈલાકો ઉલૂગખાનને સોંપી તે પોતે ચિતોડ તરફ ગયો."

રણથંભોરના ઘેરા વખતે દિલ્હીમાં જે તોફાન હાજી મૌલાએ મચાવ્યું હતું તે દબાવ્યા પછી ઉલૂગખાનને વ્યવસ્થા માટે દિલ્હી મોકલવામાં આવ્યો, જ્યાં તેણે પોતાનો અમલ ચલાવી શાંતિ કાયમ કરી, એ વિશે બદાયૂની-ભાગ-૧. પૃષ્ઠ ૧૯૪માં લખવામાં આવ્યું છે કે:—

"અને સુલતાને ઉલૂગખાનને દિલ્હી જવા માટે ફરમાવ્યું, જેથી

કરીને જે લોકોએ આ બળવામાં ભાગ લીધો હતો તેને બરાબર શિક્ષા કરી બરબાદ કરે."

"આની બક્ષિસરૂપે સુલતાને રણથંભોરનો કિલ્લો તથા તેની આસપાસના ઇલાકા તેને (ઉલુગખાનને) જાગીરમાં આપી તે પાછો ગયો."

આ પછી ઉલુગખાન વિશેનો કંઈ પણ ઉલ્લેખ નથી, પરંતુ હવે તે અલપખાનનો ઉલ્લેખ કરે છે, જેની સાથે મલેક કાફૂરને અદાવત હતી, કારણ કે કાફૂર તમામ તાકત પર ઉમરાવો અને અલતનતના વારસદારોનું નિકંદન કરી શાહી તખ્ત હાંસિલ કરવાની ઇચ્છા સેવતો હતો. અલાઉદ્દીનને તેની સામે ઉશ્કેરવાને તે અલપખાન અને ખિઝરખાન વિશે શિકાયત કરે છે અને શંકાશીલ કરવાની કોશિશ કરે છે. આ જગાએ બદાયૂની ઇતિહાસમાં પૃષ્ઠ ૧૯૮, ભાગ ૧ માં લખે છે કે:—

"મલેક નાયબે ખિઝરખાનના આગમનને મહત્ત્વ આપી કહ્યું કે ગુજરાતથી આવી અલપખાને રાજકીય બાબતો માટે દુરંદેશી વાપરી નાયબ અને વકીલ થવાના લોભે પોતાના ભાણેજને (ખિઝરખાનને) બોલાવ્યો છે."

તે પછી અલપખાનની કતલ વિશે તે લખે છે કે:—

"આ વાતને સાચી ગણી સત્વર અલપખાનને શિક્ષા કરવાનો હુકમ કર્યો, અને એ બીચારાના મલેક નાયબ અને કમાલુદ્દીન ગુર્ગે બકરીની માફક રાજમહેલમાં ટુકડા ટુકડા કરી નાખ્યા."

તે પછી ખિઝરખાનને પાયતખ્તથી દૂર ખસેડવા વિશે લખે છેઃ—

"ખિઝરખાન પોતાના મામાની કતલથી ભયભીત થયો તેથી તેને આવી રીતે છોડવામાં આવે એ ઠીક નથી. એવો હુકમ કરવામાં આવ્યો કે એ થોડાક દિવસ માટે રાજકીય કારણને લઇને અમ્રુહામાં રહે"

ઝિયા બર્ની આ બનાવો માટે જાણે પ્રત્યક્ષદર્શી છે. તેણે પોતાના

ઇતિહાસમાં દરેક જગ્યાએ આ બાબત ધ્યાનમાં રાખી છે. જેમકે ગુજરાતના નાઝિમ વિશે તે દરેક જગ્યાએ "અલપખાન" લખે છે. એક જગ્યાએ તે લખે છેઃ—

"અને મલેક નાયબ કાફૂર અને ખિઝરખાનના સસગ અલપ ખાન વચ્ચે જાની અદાવત પેદા થઈ."

વળી બીજી જગ્યાએ તે લખે છે કેઃ—

"અને મલેક નાયબ કાફૂરને દેવગઢથી અને અલપખાનને ગુજરાતથી દિલ્હીમાં બોલાવી લીધા."

ફરીથી આગળ ચાલતાં લખે છે કેઃ—

"અને કોઈ પણ ગુનો તથા બદદિયાનત વગર અલપખાનને સુલતાન અલાઉદ્દીન મારફત મારી નંખાવ્યો અને ખિઝરખાનને કેદ કરાવી ગ્વાલિયર મોકલાવ્યો. ખિઝરખાનની માને કોશક લાલ (લાલ મહેલ કે લાલ કિલ્લા)માથી બહાર કઢાવી. અને એ જ અલપખાનની કતલ અને ખિઝરખાનની હદપાર અને કેદને દિવસે અલાઉદ્દીનનો પાયો હચમચી ગયો."

જ્યાં જ્યાં ગુજરાતના જીતનારનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં 'ઉલુગખાન'નુ નામ લખે છે :

"અલાઉદ્દીનની તખ્તનશીનીના બીજા વરસે ઉલુગખાન અને નુસતખાને ઉમરાવો અને લશ્કરના સરદારોને લઈ ધામધૂમ અને દબદબા સાથે ગુજરાત ઉપર ચડાઈ કરી."

બીજી જગ્યાએ લખે છે કેઃ—

"ગુજરાત લૂંટી ઉલુગખાન અને નુસ્રતખાન બેશુમાર લૂંટના માલ અને દોલત સાથે પાછા ફર્યા."

આગળ ચાલી ફરીથી લખે છે કેઃ—

"ઉલુગખાન અને નુસ્રતખાન હાથી, ગુલામ અને ગુજરાતની લૂંટમાં આવેલી તમામ ધનદોલત લઈ દિલ્હી આવ્યા."

એ પ્રમાણે બીજી એક જગ્યાએ લખે છેઃ—

"અને તે જ સાલ દરમિયાન ઉલુગખાન અને નુસ્રતખાનને ગુજરાતમાં મોકલવામાં આવ્યા અને ઝફરખાનની નિમણૂક સિવસ્તાન જવા માટે થઈ.

[1]ઝિયા બર્નીએ ઉમરાવો અને સલ્તનતના હોદ્દેદારોનાં નામોની ફેહરિસ્ત લખી છે તેમાં પણ અલગ અલગ નામો લખ્યાં છે:

| | | |
|---|---|---|
| ઉલુગખાન અલમાસ બેગ | સુલતાનનો ભાઈ | ઝફરખાન ફોજમંત્રી |
| નુસ્રતખાન | વજીર | અલપખાન સુલતાનનો અમીર |

"આ બનાવનાં લગભગ વીસ વરસ પછી ઈ. સ. ૧૩૨૨ (હિ. સ. ૭૩૪)માં પશ્ચિમનો મશહૂર મુસલમાન મુસાફર ઈબ્ન બતૂતા આવે છે એ પણ એનું સમર્થન કરતાં લખે છે કેઃ—

"ત્યારપછી પાદશાહ બીમાર થયો. એની પટરાણી ખિઝરખાનની મા હતી જેનું નામ માહરૂ હતું. એ રાણીનો એક ભાઇ હતો તેનું નામ સન્જર હતું. તેણે તેના પુત્ર ખિઝરખાનને પાદશાહ બનાવવા માટે કોશિશ કરે એવા સોગંદ તેના ભાઈ પાસે લેવડાવ્યા. મલેક કાફૂરે પાદશાહને ખબર પહોંચાડી કે આવી જાતનું વચન આપવામાં આવ્યું છે. બાદશાહે પોતાના ખાસ માણસોને મોકલીને હુકમ કર્યો કે સન્જર જ્યારે મારી પાસે આવે અને હું તેને ખિલાત (શાહી પોશાક) આપું અને તે જ્યારે પહેરવા માંડે ત્યારે તમારે તેના હાથ પાછળ બાંધી નીચે તોડી પાડવો અને મારી નાંખવો. અને એ જ પ્રમાણે કરવામાં આવ્યું. તેણે (ખિઝરખાને) તેના પિતાના હાથે તેના મામાની કતલ થવાના સમાચાર જાણ્યા ત્યારે તેને અતિ દિલગીરી થઈ અને બહુ આઘાત થયો."[2]

( આખર પર્યંત )

આ પુરાવા ઉપરથી ખાત્રી થઈ જશે કે 'ઉલુગખાન' અને

---

૧. ઝિયા બર્નીની તારીખે ફીરોઝશાહી કલકત્તાઃ—અલાઉદ્દીન ખલજીનું પ્રકરણ.

૨. ઇબ્નબતૂતા ભા–૨ પ્રકરણ ૪, ફકરા ૯

'અલપખાન' એ અલગ શખ્સ હતા. અને એમ પણ જણાયું કે અલપખાન મલેકા જહાન-માહરૂ બેગમનો ભાઈ અને ખિઝરખાનનો મામો હતો અને એ જ અલપખાનની પુત્રી સાથે ખિઝરખાનનું પહેલું લગ્ન થયું હતું. અને એ જ અલપખાનને અલાઉદ્દીને પોતાની (મરણ સમયની) માંદગી વખતે સલાહ માટે બોલાવ્યો હતો.

હવે હું કહેવા માગું છું કે ઉલુગખાને બેશક ગુજરાત જીત્યું, પરંતુ અલમાસ બેગ ઉલુગખાન કહી અને કોઈ વખતે પોતાની આખી જિંદગી દરમિયાન ગુજરાતનો નાઝિમ થયો ન હતો, કારણ કે ગુજરાતની ફતેહ પછી તે લાંબો સમય જીવ્યો ન હતો; રણથંભોર ની ફતેહ પછી જ થોડા દિવસમાં દિલ્હી જતાં મરણ પામ્યો હતો અને એ કારણને લઈને તેને કોઈ જગ્યાએ નાઝિમના પદ ઉપર આવવાનો મોકો પણ મળ્યો ન હતો. અલબત્ત, તેની જાગીરમાં આવેલાં જાલોર અને જહાયતમાં કેટલાક દિવસ તે રહ્યો હતો. જેમકે બદાયૂની લખે છે:—

"સુલતાન રણથંભોરનો કિલ્લો તથા તેનો પ્રાંત તે (ઉલૂગખાન)" ની જાગીર તરીકે ઠરાવી વાપસ ગયાં. અને તે (ઉલૂગખાન) તે જ દિવસે રસ્તામાં માંદો પડયો અને આ દુનિયામાંથી સિધાવી ગયો[1] અને "જેવુ શદ્દાદને[2] માટે તેનું જન્નત, તેવુ તેને માટે રણથંભોર કર્યું."

ફરિસ્તા રણથંભોરની ફતેહના બ્યાનમાં ઉલૂગખાન વિશે લખે છે:—

"ત્યારપછી લટાર મારવાને પાદશાહ ઉપર ગયો. ત્યાંનું બેશુમાર નગદ નાણું તથા જવાહિરાત સાથે કિલ્લો તથા તે પ્રાંત

---

૧. તારીખે બદાયૂની ભા ૧, પૃ૦ ૧૯૪

૨ કહેવાય છે કે પુરાણા જમાનામાં એ નામનો એક પાદશાહ હતો, જેણે એક બાગ જન્નતનું અનુકરણ કરીને તૈયાર કરાવ્યો હતો. તે પૂરો થયો ત્યારે તેના રસાલા સાથે જેવો અંદર દાખલ થયો તેવો જ આકાશમાંથી એક ભયંકર અવાજ આવ્યો અને તેના હિમાકા સાથે તે મરણ પામ્યો.

અલમાસ બેગને ઇનામ તરીકે આપી દિલ્હી તરફ રવાના થયો. અલમાસ બેગ પાંચ છ મહિના પછી સખ્ત માંદો પડતાં દિલ્હી તરફ રવાના થયો, પરંતુ રસ્તામાં મરી ગયો."[૧]

ઝિયાઉદ્દીન બર્ની પોતાની તારીખે ફીરોઝશાહીમાં જાણે કે પોતાની આંખે જોયું હોય તેમ નીચે પ્રમાણે લખે છે કે:—

"અને ઉલૂગખાને સુલતાનની ગેરહાજરીમાં ચારપાંચ મહિનામાં ઘણો પ્રભાવ પાડયો. અને તેનો ચોક્કસ ઇરાદો તેલંગણ અને મઅબર (મદ્રાસ) જવાનો હતો, એટલામાં તેનુ મોત ભમતુ પાછળથી આવ્યું અને શહેર (દિલ્હી) તરફ રસ્તામાં જતાં તેનો પ્રાણ નીકળી ગયો અને એના જ મકાનમાં એની દફનક્રિયા કરવામાં આવી. આ મુશ્કેલીથી સુલતાન અતિ ગમગીન થયો અને ઘણી ખેરાત કરી'."[૨]

ઝફરુલવાલામા જણાવવામાં આવ્યું છે કે:—

"અને અલમાસબેગ ઉલૂગખાન બિન નસ્રુલ ખલજી મરણ પામ્યો. અલાઉદ્દીનની સલ્તનતના આધારરૂપ બનેલા ચાર શખ્સોમાંનો એ એક હતો. આમ હોવા છતાં તેના દિલની ખાહિશ એવી હતી કે તેનું મોત બીજાને હાથે થાય."[૩]

તારીખે હુસ્સામખાનમાં સાફ સાફ એમ લખવામાં આવ્યુ છે કે "અલાઉદ્દીન ખલજી પોતાના ચાર સરદારો, જેમના ઉપર તે આધાર રાખતો હતો અને જે તેમના મુલ્કોમાં વૃદ્ધિ કરતા હતા તેમનાથી હમેશા ડરતો રહેતો હતો. તે તેમનું જોર કમ કરવાની કોશિશમાં નિરંતર રહેતો. તે તેમનું મોત ઇચ્છતો હતો, પરંતુ બીજાના હાથે, કે જેથી લોકો એમ ન કહે કે તેણે પોતાના હાથ આ વફાદાર શખ્સોના ખૂનથી રંગીન કર્યા. જેમકે ઇતિહાસોમાંથી ચોક્કસ માલૂમ પડે છે કે આ બનાવો તેની ઇચ્છા પ્રમાણે બન્યા. ઝફરખાન મોગ-

૧. તારીખે ફરિશ્તા ભા. ૧ અલાઉદ્દીન વિશેનું પ્રકરણ
૨. ફીરોઝશાહી બર્ની, પૃ. ૨૮૩
૩ ઝફરૂલવાલા ભા. ૨, પૃ ૮૧૧

લોની લડાઈમાં માર્યો ગયો અને નુસ્રતખાને રણથંભોરની લડાઈ વખતે એક પથ્થરના ઘાથી આ ફાની દુનિયામાંથી વિદાય લીધી. ઉલુગખાનને આ ફતેહના ચાર પાંચ મહિના પછી ઝેર આપવામાં આવ્યું; સખ્ત માંદો પડવાથી દિલ્હી તરફ રવાના થયો, પરંતુ રસ્તામાં જ મરણ પામ્યો. જેમકે હુસ્સામખાન પોતાના ઇતિહાસમાં મજકૂર કિલ્લાની ફતેહ વિશે અલાઉદ્દીનની હકીકત લખી જણાવે છે કે–

"વાત એ છે કે રણથંભોરથી પાછા ફરતાં ઉલુગખાનને ઝેર આપવામાં આવ્યું; રોગ ચાર પાંચ મહિના લંબાયો અને તે તે દિવસો દરમિયાન વારંગલ જીતવાને ફોજ જમા કરવામાં મશગૂલ હતો. તે સખ્ત માંદો પડયો, અને લાવતાં રસ્તામાં મરણ પામ્યો. તેની લાશ દિલ્હી પહોંચી ત્યારે તેના મકાનમાં જ દફનાવવામાં આવી."

આ બ્યાનો ઉપરથી જણાઇ આવે છે કે ગુજરાત જીતનાર ઉલુગખાન અલમાસ બેગ ઈ. સ. ૧૩૦૧ (હિ. સ. ૭૦૧)માં દિલ્હી આવતાં મરણ પામ્યો ત્યારે તે અવસાન બાદ વીસ વરસ ગુજરાત ઉપર રાજ્ય કરે એ કેમ બને? હવે એ વાત નક્કી થઈ ગઈ કે હકૂમત કરનાર ખરેખર 'અલપખાન' નામથી ઓળખાતો સન્જર હતો અને નહિ કે અલમાસ બેગ 'ઉલુગખાન'. ઇતિહાસોમાં નજર નાખવાથી ગેરસમજનું અસલ કારણ નજરે પડે છે.

સંશોધન કર્યા વગર ઇતિહાસકારોએ 'ઉલુગખાન' અને 'અલપખાન' વચ્ચેનો તફાવત પરદેશી શબ્દ હોવાને લઇને ન જોયો, પરંતુ ભૂલથી ફેરફાર કરી 'અલફખાન' કર્યું. ગેરમુલ્કી અને ગેર-ઈસ્લામી તારીખોમાં વધારે પ્રચાર થવાનું આ કારણ છે.

જેમકે પંડિત "વિવેકધીર" જે જૈન ધર્મના તીર્થી અને બહાદુરશાહ ગુજરાતના સમકાલીન હતા, તેમણે પોતાની 'શત્રુંજય [શેત્રુંજો] તીર્થપ્રબંધ'માં હરેક જગ્યાએ 'ઉલુગખાન' જ લખ્યું છે.[૧] વાત એ છે કે ગુજરાત જીતનાર ઉલુગખાન ગુજરાતમાં જાણીતો થઈ ગયો હતો.

---

૧. શત્રુંજય તીર્થ પ્રબંધ અસલ સંસ્કૃત (પરિશિષ્ટ), પૃષ્ઠ ૩૦.

તેના પછી અલપખાન આવ્યો ત્યારે 'અલપખાન' અને 'ઉલૂગખાન' વચ્ચેનો ફરક સામાન્ય લોકો સમજ્યા નહિ. બીજી વાત એ છે કે મારા ખ્યાલ પ્રમાણે સૌથી પહેલાં આ બાબત તરફ ફરિસ્તાએ અસાવધતા બતાવી. ફરિશ્તાએ બંને જગ્યાએ "ઉલૂગખાન" શબ્દ વાપર્યો છે અને તફાવત માટે "નાઝિમ" કે "વાલી" પણ સાથે ઉમેર્યું; પરંતુ તેણે કોઈ પણ જગ્યાએ અસલ નામનો ઉપયોગ નથી કર્યો. તેના પછીના ઇતિહાસકારોમાં એ ઉપરથી જ ગેરસમજ થઈ, કારણ કે ફરિસ્તા પછી જેટલા ઇતિહાસો હિંદુસ્તાનમાં લખાયા તેમાંના મોટા ભાગના ફરિસ્તા ઉપરથી જ લખાયેલા છે. ખુદ ફરિસ્તાએ એમ કેમ લખ્યું? મારી માન્યતા મુજબ તેણે કંઈક બેદરકારી બતાવી છે, કારણ કે "તારીખે ફરિસ્તા" જો ધ્યાનપૂર્વક વાંચવામાં આવે તો માલૂમ પડશે કે ખુદ ફરિસ્તાએ તો સાચી બિના લખી છે, પરંતુ તેની થોડીક બેદરકારીને લઇને બીજાઓ પણ ગેરસમજમા ભેરવાઇ પડયા. એ પણ એક વાત છે કે સામાન્ય રીતે લોકોમાં 'ઉલૂગ' અને 'અલપ' વગેરે શબ્દોના અર્થની ખબર ન હોવાથી પણ ગેરસમજ પેદા થઈ. અને તેથી આ વાત સાફ સાફ જણાવવા માટે એ શબ્દો વિશે પણ નીચે પ્રમાણે થોડુક લખું છુ. "ઉલૂગ" તુર્કી શબ્દ છે અને એનો અર્થ "મહાન" થાય છે જેમકે "તારીખે બારી"માં તમાતમા શાએર કહે છેઃ—

"કાફિરો તરસા યહૂદો ગબ્રો મુગ[૧]
જુમ્લા ગ રૂ સુયે આં સુલ્તા ઉલુગ."

(કાફિર, ક્રિશ્ચિયન, યહૂદી, પારસી વગેરે સૌની નજર એ મહાન પાદશાહ (ખુદા)ની તરફ હોય છે.)

અને અલપખાન (ફારસી "બ" સાથે)નો અર્થ "બહાદુર" થાય છે, એ પણ તુર્કી શબ્દ છે. અને એમાંથી જ 'અલપ અરસલાન' અને

૧. બહારે અજમ ભા. ૧, અલીફોનામ પ્રકરણ

'કઝલ અરસલાન' છે જેનો અર્થ "બહાદુર શેર" અને "લાલ શેર" થાય છે એ જ પ્રમાણે "અકત" શબ્દ છે, જેનો અર્થ "નાનો" થાય છે. બીજો તુર્કી શબ્દ "કતલગ" છે, એનો અર્થ "મધ્યનો" કે "વચ્ચેનો" થાય છે. સંભવિત છે કે અકતખાન' અને 'કતલગખાન'-ના ખિતાબ પણ લોકોને આપવામાં આવતા હોય પરંતુ 'ઉલુગખાન' અને 'અલપખાન'ની બાબતમાં તો એ વાત સાબિત થઈ ગઈ છે કે મુસ્લિમ બાદશાહો એનો ઉપયોગ ખિતાબ માટે કરતા હતા. જ્યાં-સુધી તુર્કોનો સમય રહ્યો ત્યાંસુધી એનો રિવાજ વધુ પ્રમાણમાં રહ્યો અને મોગલ સલ્તનત દરમિયાન એનો લોપ થયો. જેમકે આપણે ઇતિહાસોમાં વાંચીએ છીએ કે સુલતાન નાસીરુદ્દીન મહમુદના વખતમાં ગિયાસુદ્દીન બલબનનો ખિતાબ 'ઉલુગખાન' હતો, અને અલાઉદ્દીન ખલજીના સમયમાં 'અલમાસબેગ ઉલુગખાન' થયો હતો. અને એ જ પ્રમાણે સુલતાન ગિયાસુદ્દીન (તગલક)ના જમાનામાં એનો પુત્ર મોહમ્મદ (તગલક), ઉલુગખાન થયો. ટૂંકમાં 'ઉલુગખાન' અને 'અલપખાન' એ સમયના ખિતાબો હતા અને એ ઉમરાવોને મળતા હતા. અને આ બન્ને હોદ્દા આજકાલના 'અમીરૂલઉમરા' (વડો ઉમરાવ) અને 'ખાનબહાદુર'ના અર્થના જ છે. જેમકે પહેલાં તમે વાંચી ગયા છો કે મોહમ્મદ અલાઉદ્દીન ખલજીએ તખ્તનશીન થઈ પ્રથમ અલમાસ બેગને 'ઉલુગખાન', સંજરને 'અલપખાન' અને મલેક નુસરતને 'નુસરતખાન'નો ખિતાબ આપી વર્ધમાન કર્યા, કારણ કે એ એવા શખ્સો હતા કે તેમની અત્યંત મહેનતને લઇને જ તેને સલ્તનત ઉપર બેસવાનું મળ્યું હતું. તેમના જ બાહુબળથી હિન્દ જિતાયો અને ખંડણી ભરતો થયો. અને તેમના જ શૌર્યને લઈને ચંગીઝી તુર્કોના દિલમાં અલાઉદ્દીનનો ડર પેદા થયો હતો. આ ચાર ઉમરાવો જીવ્યા ત્યાંસુધી સન્જર ફક્ત 'અલપખાન' રહ્યો, પરંતુ ઝફરખાન, નુસરતખાન અને ઉલુગખાન મરણ પામ્યા અને તેમની જગ્યા ખાલી પડી ત્યારે અલાઉદ્દીને તે હોદ્દા ઉપર બીજાઓની

નિમાણૂક કરવાની ઇચ્છા કરી. સાથે સાથે તેને ઉમરાવોની તાકત કદાચ વધી જાય એવો ડર રહેતો હતો; પરંતુ એને જે સેનાપતિઓની સેવા રાતદિન મુલ્કના સંરક્ષણમાં અદા થતી તેમની ફતેહો અને બહાદુરી માટે બક્ષિસો આપ્યા વગર પણ છૂટકો ન હતો. અને હવે પુરાણા અમલદારોમાં ફક્ત ગણતરીના કેટલાક બાકી રહી ગયા હતા અને તેના પોતાના ખાનદાનમાં અનુભવી અને લાયક અલપખાન હતો, તેથી જ્યારે ઈ. સ ૧૩૦૪ (હિ. સ ૭૦૪)મા મલેક ગાઝી (ગિયાસુદ્દીન) તગલક, ઐનુલ્મુલ્ક મુલ્તાની અને અલપખાને ઘણી બહાદુરીથી મોગલોનાં મોં ફેરવી દીધાં ત્યારે તે માટે બક્ષિસરૂપે મલેક તગલકને પંજાબ અને મુલતાનનો નાઝિમ બનાવવામાં આવ્યો અને ઐનુલ્મુલ્કને માળવાની છત પછી માળવાના નાઝિમ તરીકે નીમવામાં આવ્યો. અલપખાનના હાથ નીચે પહેલેથી જ એક મહાન સૂબો હતો તેથી માનવંત કરવાને 'અમીરુલ ઉમરા' (કે 'ઉલૂગખાન')નો ખિતાબ અર્પણ કરી[1] એક મહાન લશ્કર લઈ ભપકાભેર ગુજરાત તરફ રવાના કર્યો. અને તે અમીરુલ્ ઉમરાના હોદ્દા ઉપર આખરે મલેક કાફૂરને પણ મુકરર કરવામાં આવ્યો. કદાચ આ જ કારણથી ફરિસ્તાએ હરેક જગ્યાએ 'ઉલૂગખાન' લખ્યુ છે, અને બીજાઓએ પણ કેટલીક જગ્યાએ એનો ઉપયોગ કર્યો છે. સંભવિત છે કે એ સત્ય હોય. પરંતુ ફરિસ્તાએ એક મામૂલી ગફલતથી અલમાસબેગ ઉલૂગખાન અને મલેક સન્જર ઉલૂગખાન (અગાઉ અલપખાન) વિશે વાચકોને સંશયમાં નાખ્યા અને ગેરસમજથી લોકો સમજવા લાગ્યા કે બંને એક જ છે. જો કોઈ એક જગ્યાએ જ સન્જર અથવા અલપખાનનુ નામ એણે લખ્યુ હોત તો ગેરસમજ દૂર થઈ જાત; પરંતુ એણે તેમ ન કર્યું. આવી રીતે સામાન્ય વર્ગના લોકોમાં ખરી વસ્તુસ્થિતિની જુદી જ વાત ફેલાઈ. મેં મજકૂર લખાણમાં ફરિશ્તાના "ઉલૂગખાન" અને "અમીરુલઉમરા" વિશેની બાબત જણાવી છે; પરંતુ હકીકત એ છે કે સૌથી પહેલા

ફરિસ્તાએ જ એ ભૂલ ઉપસ્થિત કરી છે.[૧] ઝિયાઉદ્દીન બર્નીએ કોઈ પણ જગ્યાએ 'અલપખાન'ને માટે 'ઉલૂગખાન' લખ્યું નથી. અને તેનો તો દાર્શનિક પુરાવો છે. ફરિસ્તાનો સમકાલીન બદાયૂની પણ એ બાબતમાં ઝિયાઉદ્દીન બર્નીને ટેકો આપે છે. તે પછીના ઇતિહાસોમાં ફક્ત ફરિસ્તા પ્રમાણે ચાલવામાં ભૂલો જારી રહી. આથી મારા મત મુજબ અલાઉદ્દીન ખલજીના સમયમાં ગુજરાતનો કોઈ પણ નાઝિમ 'ઉલૂગખાન' નામનો થયો ન હતો.

**મલેક સંજર—ગુજરાતનો પહેલો નાઝિમ (ગવર્નર)**
**ઈ. સ ૧૨૯૫ થી ઈ. સ. ૧૩૧૬–(હિ. સ. ૬૯૭ થી હિ. સ. ૭૧૬).**

તેનું નામ 'સંજર' હતુ. તે શરૂઆતમાં અલાઉદ્દીન બાદશાહ સાથે હતો. જ્યારે સુલતાન અલાઉદ્દીને તેની બહેન માહરૂ બેગમ સાથે લગ્ન કરી દીધું ત્યારે તેમના સબંધમાં વૃદ્ધિ થઈ. શરૂઆતમાં એનો હોદ્દો 'મીર મજલિસ'નો હતો. અલાઉદ્દીનની સલ્તનતની શરૂઆતમાં તેનાં સુદર કામ અને વફાદારીને લઈને તેને 'અલપખાન'નો ખિતાબ મળ્યો હતો. જ્યારે ઉલૂગખાન મુલતાન તરફ જલાલુદ્દીનના પુત્ર અરકલીખાનનો બંદોબસ્ત કરવાને ગયો ત્યારે અલપખાન પણ તેની સાથે સાથે હતો. અરકલીખાનની ગિરફતારી બાદ ઉલૂગખાન ચાલ્યો આવ્યો અને અલપખાનને મુલતાનનો નાઝિમ નીમવામાં આવ્યો. આ જ કારણથી અલપખાનને 'મુલ્તાની' કહેવામાં આવે છે. મુલતાનમાં એ કેટલો વખત રહ્યો તે કોઈ આધારયુક્ત રીતે જણાયું નહિ. ઘણું કરીને તુરત જ તેને માટે બીજી જગ્યા મુકરર કરવામાં આવી. અને એ મુલતાન ઐનુલ્મુલ્ક મુલ્તાનીને સુપ્રત કરી વાપસ આવી રહ્યો. વળી ઇતિહાસોમાં એ પણ ચોક્કસપણે નથી માલૂમ પડતું કે તે ગુજરાત ઉપરના હુમલા વખતે ઉલૂગખાન સાથે હતો કે નહિ. પરંતુ એ તો બિલકુલ ચોક્કસ છે કે ગુજરાતની ફતેહ પછી અલપખાનને ત્યાંનો

૧ ફરિસ્તા—ભાગ ૧. અલાઉદ્દીન ખલજી

નાઝિમ બનાવવામાં આવ્યો ? જેમકે બદાયૂની અને ફરિસ્તામાં વેગતવાર લખવામાં આવ્યુ કે કે 'મલેક સજર અલપખાન ગુજરાત મહોચ્યો મુ'કની વ્યવસ્થામાં મશગૂલ થઈ ગયો.' પરંતુ સંજરનાં કર્તવ્યો જાણવાને માટે એક વખત ગુજરાતની કેવી હાલત હતી તે જણાવવું આવશ્યક છે. ઉલુગખાન હાકિમોના વગવાટવાળાં મહાન શહેરો ઉપર તરવારના જોરથી ફતેહ મેળવી ચાલ્યો ગયો પરંતુ ગુજરાત ફક્ત મહાન મહાન શહેરોનુ જ ન હતુ, તે ઉપરાંત પણ ઘણી રાજધાનીઓ હતી, જે તે સમય પર્યંત જીતવામાં આવી ન હતી. સાબરમતી નદીની પશ્ચિમમાં ઘણાખરા પ્રદેશો ઉપર વાઘેલા વંશની એક શાખા રાજ્ય ચલાવતી હતી. અને એ વંશના હજુ વધારાના હાટા ઈડરના રાઠોડ અને નરસિંગમના પરમાર હતા તે જુદી જુદી જગ્યાએ વીરપુરના પહાડની પાસે મહી નદીના કિનારે પોરિનયા પર્યંતના માલિક હતા એ જગ્યા ગુજરાતના તદ્દન ઉત્તરના છેડે હતી. કચ્છનુ નાનું રણ અને ખભાતના અખાતની વચ્ચે જે મેદાનનો મુલક છે તેમાં ઝાલાની સત્તા હતી. એ કોમની શાખાઓ અને અસલ રહેવાસીઓમાની ચોખ્ખી અને ભેળસેળ પ્રજા "ચુવાળ"માં ફેલાઈ હતી તે જંગલ અને પહાડવાળી મુશ્કેલીભરી જગ્યા ઉપર રાજ્ય કરતી હતી કેટલાક રજપૂતોની હિમાયતથી પૂર્વમાં "પાવાગઢ"મા કાલિકા માતાની ધ્વજા ઊડી રહી હતી અને પશ્ચિમમાં ખેંગાર પોતાના જૂનાગઢનો પ્રખ્યાત કિલ્લો વગેરે જોરથી પકડી રહ્યા હતા તેઓ તેની દીવાલની અંદરથી દ્વીપકલ્પ ઉપર પોતાનો રૂઆબ

બતાવતા હતા, જ્યાં સ્વતંત્રપણે લાંબા સમયથી રાજ્ય કરી રહ્ હતા. ઘોઘા, વીરમ અને ગોહીલવાડ જે સમુદ્રના કિનારા ઉપર તેમા ગોહીલોની હકૂમત હતી. તે પોતાને વાઘેલા વંશના ઓળખાં છે ટૂકમાં સિદ્ધરાજના ખાનદાનની ઘણી રાજધાની હતી, બિલકુલ અને સંપૂર્ણ રીતે તેને તાબે ન હતી. તેમણે તેમના પુરાણ સબંધો જે અણહીલવાડના મહારાજા સાથે હતા તે મુસલમાનો સાથે કાયમ રાખ્યા. અર્થાત્ કેટલેક અંશે તાબે અને કેટલેક અંશે આઝાદ. આ પરિસ્થિતિમાં અલપખાનને માટે જરૂરી હતું કે રૈયત અને રાજ્યકર્તાઓમા કંઇપણ દિલચાલ કર્યા વગર હકૂમત મજબૂત કરે. આથી તેણે પ્રથમ દરેક જગ્યાએ થાણાં સ્થાપ્યાં અને સુરક્ષિત જગ્યા તૈયાર કરાવી. આ થાણાંને લઇને મુલકમાં ઘણી શાંતિ ફેલાઈ. આ થાણાંની ખાસિયત એ હતી કે તેમને પોલિસ અને ફોજી બની સત્તાઓ મળી હતી. જાણે એ એક જાતની મિલિટરી પોલિસ હતી જે જરૂરી સમયે ફોજનું કામ પણ આપે. મુલકમાં જ્યારે શાંતિ સ્થપાય ત્યારે તેણે બાંધકામ અને આબાદી તરફ લક્ષ આપ્યું. જુદાં જુદાં મકાનો ઉપરાંત તેણે એક જામે મસ્જિદનો પાયો નાખ્યો. એ મસ્જિદ ગુજરાતના પુરાતન શહેર અને રાજધાની અણહીલવાડ પાટણમાં બનાવવામાં આવી. તે આલીશાન, ખુશનુમા અને વિશાળ હતી, એટલું જ નહિ પણ એવી કળા અને કારીગરીથી તૈયાર કરવામાં આવી હતી કે દૂરદૂરથી લોકો અહીં પર્યંત તે જોવા આવે છે. તેના સ્તંભો એટલા બધા છે કે ગણતી વખતે ઉનરાઇ જવાય છે. અને ગણનીમાં ભાગ્યે જ કોઈ ભૂલ કરતા નહિ હશે. અલપખાનના સમયમાં એ મસ્જિદ શહેરના મધ્ય ભાગમાં હતી, પણ આજકાલ એ શહેરથી દૂર થઈ ગઈ છે.[1] ઇ. સ. ૧૩૦૪ (હિ. સ.

---

૧. મિરાતે એહમદીના ગ્રંથકારના જમાના પર્યંત હતી. હવે તો તેની એક ઇંટ પણ બાકી રહી નથી.

૨ ફરિશ્તાએ આ બાબતમા જે લખ્યું છે તે આ છે:— અને અકતખાનને 'ગુજરાતનો અમીરૂલઉમરા' બનાવ્યો અને ઝબરદસ્ત ફોજની

૭૦૪)માં અલીબેગ અને તરતાક ખ્વાજા તાર્તારી એક લાખ ચાળીસ હજાર સવાર સાથે તિબેટ (સિવાલિકના પર્વત)ના રસ્તે ખીણમાં ઊતરી અમ્રોહા પર્યંત હુમલો કરતા કરતા ચાલ્યા આવ્યા તેની રુકાવટ માટે મહાન અનુભવી સેનાપતિઓ જેવા કે ગાઝી મલેક તગલક, મલેક નાયબ કાફૂર, એનુલમુલ્ક મુલ્તાની અને અલપખાન સંજર જેવાને બોલાવવામા આવ્યા તેઓએ જંગના મેદાનમા પહોંચી બહાદુરીને ન્યાય આપ્યો. મોગલોને દેખીતી હાર મળી અને મોગલ સરદારોને ગિરફતાર કરવામાં આવ્યા આ ફતેહની બક્ષિસ તરીકે અલાઉદ્દીન ખલજીએ પોતાના વફાદાર અને બહાદુર સરદારોને ખિતાબો, જાગીર અને ઇનામથી માલામાલ કર્યા એમા અલપખાનને 'અમીરુલઉમરા (ઉલૂગખાન) નો ખિતાબ મળ્યો અને ત્યારપછી એને એક બળવાન ફોજ સાથે શાનોશૌકત સહ ગુજરાતની સૂબેદારીના હોદ્દા ઉપર પાછો મોકલવામા આવ્યો હવે અલપખાને ફતેહોનો દાયરો વિસ્તૃત કરવાની ઇચ્છા કરી જેમકે ચોહાણ રજ

પૂતો પાસેથી ઝાલોર છીનવી લીધું. (આજકાલ એ ઇલાકો જોધપુર રિયાસતમાં છે.) ત્યારપછી નવસારી, ભરૂચ અને ગંધાર ઉપર જીત મેળવી કમજો કર્યો. અને ગુજરાત પ્રાંતની એવી ઉમદા અને સુંદર વ્યવસ્થા કરી કે કોઇને શિકાયત કરવાની તક ન સાંપડી હરેક દરજ્જાના લોક તેનાથી રાજી અને ખુશ હતા. તેની આ સુંદર વ્યવસ્થા વિશેનો પત્તો એ ઉપરથી મળે છે કે ઘણી વખત તેને ગુજરાતની બહાર રહેવાનું થતુ તેમ છતાં કોઇ પણ જાતની અંધાધુધી તેની ગેરહાજરીમાં ન થઇ. ઈ. સ. ૧૩૦૬ (હિ. સ. ૭૦૬) માં મલેક કાફૂરની મદદનો હુકમ થયો. તે દક્ષિણની ફતેહ માટે જતો હતો તેણે એ જ સાલમાં ગુજરાત અને ખાનદેશની સરહદ ઉપર બાગલાણુ પણ જીત્યુ. ત્યાં એ સમય પર્યંત કરણવાઘેલો ભવિષ્યની આકાંક્ષા સેવી પોતાના દિવસો પૂરા કરતો હતો. એ જંગ ખતમ કરવાને પૂંઠ પકડતાં રસ્તામાં દેવગઢ નજીક દેવળદેવી મળી ગઈ, જેને મેળવવાને અલાઉદ્દીને ફરમાન કરી દીધું હતું. ઇ. સ. ૧૩૦૯માં તેણે ગોહીલવાડ તથા પાયતખ્ત સેજકપુર અને રાણપુર જીતી લીધાં.[1] અલપખાને ગુજરાતમાં ૧૬ વરસ હકૂમત કરી. ઈ. સ. ૧૩૧૬ (હિ. સ. ૭૧૬)માં સુલતાન અલાઉદ્દીને તેને બોલાવ્યો તેથી પોતાનો નાયબ નીમી દિલ્હી ચાલ્યો આવ્યો, જ્યાં મલેક કાફૂર -હઝાર દીનારીની દગાબાજીથી અલાઉદ્દીનના કહેવા પ્રમાણે મલેક કાફૂર અને કમાલુદ્દીન ગુર્ગે તેને મારી નાખ્યો. આવી રીતે એક મુત્સદ્દી, બહાદુર, અને અનુભવી સલ્તનતના સ્તંભનો અંત આણવામાં આવ્યો.

અલપખાનને ઈમારતોનો બહુ શોખ હતો. તેણે કડીનો કિલ્લો ઘણી કાળજીથી તૈયાર કરાવ્યો. અને હું માનું છું કે ઘણું કરીને તે પહેલી જ વખત તૈયાર કરાવવામાં આવ્યો હતો. અલપખાન પોતાની ગેરમુસ્લિમ રૈયત તરફ પણ ઘણું લક્ષ આપતો હતો. બને ત્યાંસુધી તેમની ધાર્મિક લાગણી દુખાવા દેતો ન હતો અને તેમનો પ્રેમ જીતવો એ પોતાની ફરજ સમજતો હતો. જેમકે એક વખત તેના

હાથ નીચેના અમલદારોએ શત્રુંજય પહાડ ઉપર આવેલું મદિર તોડી નાખ્યું. જૈની સાધુઓએ અલપખાનને ખબર આપી, ત્યારે તેણે તે સત્વર બંધાવવાનો હુકમ કર્યો. સાધુએ કહ્યું કે કોઈ પોતાનો આદમી સાથે રાખવામાં આવે તો ઠીક. અલપખાને એ વાત પણ મંજૂર કરી અને બહેરામ નામના એક શખ્સને સાથે રાખ્યો અને તેને ફરમાવ્યું કે કારીગરને સાથે લઇ તે ફરીથી તૈયાર કરો. વળી જૈની શાહુકારના પુત્રોને દક્ષિણમાં હોદ્દા અર્પણ કરવામાં આવ્યા. એના જ સમયમાં અલાઉદ્દીન ખલજી શિકાર અર્થે સુરત જિલ્લામાં આવ્યો અને શિકાર કરી વાપસ ગયો. આ બનાવ ઇ સ ૧૩૦૧ (હિ સ. ૭૦૧)માં બન્યો હતો.[૨]

## અલાઉદ્દીનના સમયની કેટલીક ખાસિયતો

સુલતાન અલાઉદ્દીન તેના જમાનામાં અદ્વિતીય હતો. જો કે તે કંઇ વધુ ભણ્યો ગણ્યો ન હતો, તેમ છતાં વિદ્વાનોની ઘણી કદર કરતો હતો. તેના સમયમાં મહાન વિદ્વાનો થઇ ગયા હતા. કુરાન,

૧. મિરાતે મુસ્તફાબાદ પૃ ૫૬ ભા. ૨. કરીમ—મુંબઇ

૨. બદાયૂની. ભા. ૧ પ્રેસ કલકત્તા. ખઝાઈનુલ ફુતૂહ અને તારીખે પાલણપુર પૃ. ૪૩ ભા ૧ ના આધારે. અલાઉદ્દીનના સમયનો એક બનાવ ઇતિહાસમા મારી નજરે પડયો હતો, જે નીચે પ્રમાણે છે અલાઉદ્દીનના દરબારમાં એક વખત એવું કહેવામાં આવ્યું કે હવે હિંદુસ્તાનમા કોઇ એવો રાજા રહ્યો નથી, જે અલાઉદ્દીનના હુકમના અમલ કરવાનું શરમ ભરેલું સમજે. ત્યારે ઝાલાવાડ (સૌરાષ્ટ્ર)ના રાજાએ કહ્યું કે હજુ એક શખ્સ છે અને તે હું છું તે વખતે તો અલાઉદ્દીન ખામોશ રહ્યો, પરંતુ કેટલાક દિવસ પછી અલાઉદ્દીને એક ફોજ મોકલી જેના સિપાહસાલાર તરીકે એક ગુલ બિહિશ્ત નામની દાસીની નિમણૂક કરી. તે ફોજે જઈ ઘેરો ઘાલ્યો. અને તે જીતવાની તૈયારીમા હતી એટલામાં અચાનક તે મરણ પામી. તેના અવસાન પછી એક બીજા અમલદારે તે જીતી લીધો. આ વાતને લખ ગ્રંથ કારના સિવાય બીજી કોઈ ઇસ્લામી તારીખનું સમર્થન મળતું નથી તેથી તેને ઉપર લખવામા આવી નથી.

હદીસ, ફિલસૂફી વગેરે જ્ઞાનપારંગત લોકોથી તેનો દરબાર ચિકાર રહેતો હતો. હિંદુસ્તાનમાં જે કંઈ કામો તેણે કર્યાં છે તે યાવચ્ચંદ્ર દિવાકરૌ કાયમ રહેશે. સુલતાન અલાઉદ્દીન તેના જમાનાનો ઉત્તમ સેનાપતિ હતો. તે મહાન મુત્સદ્દી હતો. લોકોપયોગી કામો તરફ તેનું વલણ વધારે હતું. તેનું સૌથી મહાન કામ તાર્તારી મોગલોના પૂરને ઘણાં પરાક્રમ, બહાદુરી અને દૃઢતાથી રોકવાનું હતું. જો તેણે કદી પણ બાયલાપણું બતાવ્યુ હોત તો નક્કી જ હિંદુસ્તાનની જમીન-માં કદાચ ભાગ્યે જ એક વેંતભર જમીન મળત ને તાર્તારી. મોગ-લોના ઘોડાની ખરીથી પાયમાલ થઈ હોત. આ અલાઉદ્દીન ખલજીના નસીબને લઈને હતું, એટલું જ નહિ પરંતુ ખુદ હિંદને માટે પણ મગરૂરીની વાત હતી કે તેના વખતમાં એવા અનુભવી કેટલાક સરદારો મોજૂદ હતા જેમણે પોતાની બહાદુરીથી તુર્કોનાં મોં હંમેશના ફેરવ્યાં અને તેમનું જોર તોડયું. ફક્ત ગાઝી મલેક ગિયાસુદ્દીન તગલક જે સિંધ અને પંજાબનો નાઝિમ હતો તેણે ૨૯ વખત તાર્તારો સામે જંગ ખેલ્યો હતો. ટૂંકમાં તાર્તારોના હુમલા સામે હિંદુસ્તાનની ભૂમિનું સંરક્ષણ કરવું એ તેનું એક મહાન કર્ત-વ્ય હતું. ખાસ આજ કામને માટે શાંતિ સમયે પણ તેને પાંચ લાખનું સૈન્ય રાખવુ પડતું હતું જેનો મોટો ભાગ સિંધ, પંજાબ અને ઉત્તર હિંદમાં રહેતો હતો અને ઘણા અનુભવી સરદારોને એ જગ્યાએ નાઝિમ તરીકે નીમવામાં આવતા હતા. જો આ વ્યવસ્થા અલાઉદ્દીને ન કરી હોત તો સિંધની ફતેહ પછી તાર્તારોએ ગુજરાત તરફનો જે ઇરાદો કર્યો હતો તેમાં તેઓ સફળ થઈ જાત. તે જ સમયે ખાન સરવર નામના એક અમીરે પાટણમાં એક તળાવ બંધાવ્યું જે આજ પર્યંત તેના નામથી મશહૂર છે. હાલમાં તે જીર્ણોદ્ધાર કરવા યોગ્ય છે; પરંતુ અફસોસની વાત છે કે કોઈ તે તરફ લક્ષ આપતું નથી.

**અનાજની સોંઘવારી:**—અલાઉદ્દીનના જમાનામાં તમામ ચીજોની બેહદ સોંઘવારી હતી. દરેક ચીજની કીમત મુકરર હતી

અને ખાતા તરફથી પૂર્ણ દેખરેખ રહેતી હતી. એટલે સુધી કે વાજિંત્રવાળાની ફી પણ સરકાર તરફથી નક્કી કરવામાં આવેલી હતી, તેથી આમ વર્ગના લોકો એટલા સુખચેનથી રહેતા હતા કે તેની મિસાલ કોઈ બીજા બાદશાહના જમાનામાં મળતી નથી. તેના જમાનામાં ચીજો કેટલી સસ્તી હતી અને કયા ભાવથી વેચાતી હતી તેની એક યાદી નીચે પ્રમાણે લખું છું, જે ઉપરથી તે સમય વિશેનો કંઈક ખ્યાલ આવે :

| ચીજ | ચાલુ ભાવ | વજન | |
|---|---|---|---|
| ઘઉં | ૭½ (પૈસા) | ૧ મણ | તે સમયનો મણ હાલના ૧૪ શેર પાકા જેટલો હતો અર્થાત્ ગુજરાતના ૨૮ શેર જેટલો હતો. |
| જવ | ૪ ,, | ,, ,, | |
| જુવાર | ૫ ,, | ,, ,, | |
| અડદ | ૫ ,, | ,, ,, | |
| ચણા | ૫ ,, | ,, ,, | |
| મઠ | ૩ ,, | ,, ,, | |
| રાબ | ૧½ ,, | ,, ,, | |
| ખુરું ( ખાંડ ) | ૧/૫ ,, | ,, ,, | |
| ઘી | ૧/૨ ,, | ૧ શેર | |
| તલનું તેલ | ૧/૩ ,, | ,, ,, | |
| મીઠું | ૧/૫ ,, | ,, ,, | |
| ઉમદા ઘોડો | ૧૨૫ રૂ. | ૧ નંગ | |
| ટટ્ટુ | ૧૨ ,, | ,, ,, | |
| બળદ | ૪ ,, | ,, ,, | |
| ગાય | ૩ ,, | ,, ,, | |
| ભેંસ | ૧૦ ,, | ,, ,, [1] | |

લાંચ અને કેફી ચીજો —અલાઉદ્દીને આ બાબતમાં પણ સખત સજા નક્કી કરી હતી. તે બનાવવી, પીવી, તેનાં સાધનો રાખવાં એ —

૧. ઝિયા બની, ફરિશ્તા

સર્વ કાયદેસર ગુના હતા. લાંચના સંબંધમાં પણ જુદા જુદા કાનૂનો બનાવ્યા હતા, અને સખતાઇથી તેનો અમલ તે કરતો. વ્યભિચાર માટે પણ સખત સજા હતી. બદંક દાખલો બેસાડવા માટે લોકોને ખસ્સી પણ કરાવી દેતો હતો. ચોરી અને ધાડ માટે પણ ઉમદા વ્યવસ્થા હતી. અને હરેક ગામના મુખી (ચોધરી) અને ખાતાના જુમ્મેદાર શખ્સો કાફલા, સડક અને મુસાફરોના સંરક્ષણ માટે જવાબદાર હતા. પોતપોતાની અમલદારીમાં હરેક શખ્સની ફરજ મુસાફરોને સહીસલામતીથી પસાર કરવાની હતી. હિંદની શહેનશાહી બાબતમાં ગેરમુસ્લિમ લોકોને કંઈ વાંધો હોય એ સંભવિત છે. પરંતુ ઇસ્લામી દષ્ટિબિંદુથી જોતાં અલાઉદ્દીનની કહાપણ ભરેલી તજવીજોને ન્યાય આપવો પડે છે. તે વખત પર્યંત મુસલમાનોના કબજામાં ખૈબર ઘાટથી માંડી બંગાળા પર્યંતનો ભાગ હતો. બીજી રીતે કહીએ તો મુસલમાનો તે વખતે ફકત ઉત્તર હિંદનો કબજો ધરાવતા હતા. અલાઉદ્દીન પ્રથમ શખ્સ હતો કે જેણે તમામ હિંદુસ્તાન એક પાદશાહના તાબામાં જોયાનું સ્વપ્નું સેવ્યું, જેનું બધારણ ખુશકિસ્મતીથી તેની સામે જ પૂરું થયું. અને કાબુલ નદી અથવા તો બલુચિસ્તાનથી માંડી લંકાની હદ પર્યંત તેનો સિક્કો જમાવ્યો. હિંદુસ્તાનમાં એ પહેલો સુલતાન હતો જે હિંદુસ્તાનનો ખરેખરો શહેનશાહ હતો. અલાઉદ્દીનના સમયમાં હિંદુઓને હરેક જાતની ધાર્મિક આઝાદી હાંસિલ થઈ હતી અને કોઈપણ જાતની રોકટોક ન હતી. તેઓ રૈયત તરીકે મંદિરોના સત્તાધીશ હાકેમો હતા અને એ બાબતમાં કોઈ શખ્સ માથું મારતો ન હતો. લડાઈનો સમય બાદ કરતાં સુલેહશાંતિના સમયે કોઇને ધાર્મિક બાબતોમાં ફરિયાદ ન હતી. આ જાતનો કોઈપણ બનાવ ઇતિહાસમાં મારી નજરે પડયો નથી.

વા મુજબ હિ. સ. ૭૧૫ (ઈ. સ. ૧૩૧૫)] ના શવ્વાલની ૬ઠ્ઠી
રીખે અલાઉદ્દીનનું અવસાન થયું અને મલેક કાફૂરે શિહાબુદ્દીન
મના નાની વયના છોકરાને તખ્તનશીન કર્યો જે દોલતાબાદના
જા રામદેવની પુત્રીને પેટે જન્મ્યો હતો. અને ઉપર ઉલ્લેખ કર્યા
માણે થોડાક મહિના પછી અર્થાત્ હિ. સ. ૭૧૭ ની મોહર્રમની
(ઇ. સ. ૧૩૧૭ના માર્ચની ૨૩) મી તારીખે કુત્બુદ્દીન મુબારકશાહ
ખ્તનશીન થયો. કુત્બુદ્દીન મુબારકશાહનું મહાન કામ જાતે
દક્ષિણનો બળવો દાબી દેવાનું હતું, પરંતુ અલપખાનના
ણ પછી ગુજરાતમાં જે અવ્યવસ્થા ફેલાઈ તે હજુ સુધી કાયમ
હતી. અલાઉદ્દીનના અવસાન પહેલાં મલેક કાફૂરે સૈયદ કમાલુદ્દીન
ને ઈ. સ. ૧૩૧૬ (હિ. સ. ૭૧૬) માં ગુજરાતનો નાઝિમ
ની મોકલ્યો; પરંતુ ગુજરાતમાં પહોંચતાં તેને માલૂમ પડયું કે

"ગન્દુમ અઝ ગન્દુમ રૂયદ જવ અઝ જવ,
અઝ મુકાફાતે અમલ ગાફેલ મશવ."
(અર્થાત્ ઘઉંમાંથી ઘઉં ઊગે છે અને જવમાંથી જવ.
'કરણી તેવી ભરણી' વિશે ગાફેલ ન રહે)

અલપખાનના માણસો તેમજ લશ્કરમાંના લોકો ગુજરાતમાં મોજૂદ
અને તેની કતલથી ઘણા ઉશ્કેરાઈ ગયેલા હતા, તેથી અલપ-
નના લશ્કરે સખત મુકાબલો કર્યો. આખરે કમાલુદ્દીનની હાર થઇ
હંમેશ માટે તે ગુજરાતમાં માટી સાથે મળી ગયો. આ હારથી
રાતના તોફાની લોકોની હિંમત વધી ગઇ અને તોફાનો છેલ્લી
પહોંચી ગયાં. આખરે ઐનુલ્મુલ્ક મુલ્તાનીને એક બળવાન લશ્કર
પી ગુજરાતમાં મોકલવામાં આવ્યો. તે એક અનુભવી સરદાર
તેથી તેણે ગુજરાતની વ્યવસ્થા ડહાપણ ભરેલી રીતે કરી અને
માં હરેક જાતના ફસાદનો અંત આણ્યો, પરંતુ અફસોસની
છે કે એ લાયક શખ્સ હજુ વધારે વખત એ હોદ્દા ઉપર ન

ગયો એટલામાં તો તેને ગુજરાતથી દિલ્હી બોલાવવામાં આવ્યો અને તેને બદલે કુત્બુદ્દીને પોતાના સસરા મલેક દીનારને ઝફરખાનને ખિતાબ આપી ઇ. સ. ૧૩૧૮ ( હિ. સ ૭૧૮ ) માં ગુજરાતના નાઝિમ તરીકે નીમ્યો. ગુજરાતમાં આવી તેણે ડહાપણ ભરેલી રીતે વ્યવસ્થા કરી અને ઐનુલ્મુલ્કની વ્યવસ્થાનો તેણે પૂરો ફાયદો ઉઠાવ્યો તેણે બાકીનું મહેસૂલ ગૈયત પામેથી વસૂલ કરી દિલ્હી રવાના કર્યું. પરંતુ અલપખાનની માફક એ પણ એક કાવત્રાનો ભોગ થઈ પડયો અર્થાત્ ખુસરોખાનના કાવતરાથી તેને દિલ્હીમાં બોલાવી કતલ કરવામા આવ્યો. તે પછી ખુસરોખાને પોતાના સાવકા ભાઈ મલેક હુસ્સામુદ્દીનને ઈ સ. ૧૩૧૯ (હિ. સ ૭૧૯ ) માં ગુજરાતનો નાઝિમ બનાવી મોકલ્યો. તેણે ગુજરાતના જમીનદારો અને રાજાઓને મળી બળવો કરવાનો ઇરાદો કર્યો અને ગુજરાતમાં પોતાની કોમ ભરવાડને પાટણમાં જમા કરી પોતાની ખુદમુખ્તારી જાહેર કરવાની ઇચ્છા સેવતો હતો, એટલામાં મુસલમાન ફોજી અમલદારોને એ ઇરાદાની જાણ થતાં સત્વર તેને ગિરફતાર કર્યો અને તેને દિલ્હી રવાના કરી દેવામાં આવ્યો; પરંતુ કુત્બુદ્દીને ફક્ત મુસલમાનની ખાતર તેને છોડી મૂક્યો, એટલુજ નહિ પરંતુ શાહી બક્ષિસોથી સરફરાઝ કર્યો. આ ખબર સાંભળી તમામ ઉમરાવો અને ફોજી અમલદારો ગુજરાતમાં રહેતા હતા તેમને બહુ ખેદ થયો. અને તેઓ સમજ્યા કે હવે આ ખાનદાનનો દીવો જલદી હોલવાઇ જશે. તેના પછી મલેક વહીદુદ્દીન સદ્રુલ્મુલ્ક ઈ. સ ૧૩૨૦ ( હિ. સ, ૭૨૦ )માં ગુજરાતનો નાઝિમ થઇ આવ્યો. એ ઉમરાવોમાંનો એક હતો. મહત્ત્વાકાંક્ષી, બહાદુર અને પરાક્રમી હોવાથી મલેક હુસ્સામુદ્દીનનું બગાડેલું કામ તેણે તરત જ સુધારી લીધુ. મુલકમાં જે અધાધુધી ફેલાઇ ગઈ હતી તે દૂર કરી તેણે એકદમ સુલેહશાંતિ સ્થાપી અને આ જ સુંદર સેવા માટે ઈનામ તરીકે તેને બાદશાહ તરફથી 'તાજુલ્-મુલ્ક'નો ખિતાબ મળ્યો. અને નાયબ વઝીર તરીકે તેને દિલ્હી

મોલાવવામા આવ્યો તેના પછી ખુસરૌખાને (ઈ સ ૧૩૧૪ હિ. સ ૭૧૫ ) માં ગુજરાતનું નિઝામપદ પોતાને નામે કરાવ્યુ તે પડે ગુજરાતમાં ન આવ્યો પરતુ પોતાના નાયબને મોકલ્યો અને મલેક તાજુદ્દીન તુર્ક ગુજરાતનો નાયબ ન થયો ત્યાસુધી તેના નાયબો વ્યવસ્થિત રીતે કામ કરતા રહ્યા

ખલજી વંશ




પરતુ ઝફરૂલવાલા ( ભા. ૧ )માં નસીરુદ્દીન અને મલેક ફીરોઝ બંનેને પોતાના ભાઈ તરીકે લખ્યા છે

કુત્બુદ્દીન સુલતાન ખલજીના સિક્કા

| | |
|---|---|
| ૧ એક બાજૂ | બીજી બાજૂ |
| અન્ ઈમામુન્ આઝમ | અસ્ સુલતાન બિન સુલ્તાન |
| ખલીફતો રબ્બિલ આલમીન | અલ્વાસિક બિલ્લાહે |
| કુત્બુદ્દુનિયા વદ્દીન | અમીરૂલ્ મોમિનીન |
| અબુલ્ મુઝફ્ફર મુબારકશાહ | |

હિ. સ. ૭૧૮માં કુત્બાબાદના કિલ્લામાં આ સિક્કા પાડવામાં આવ્યા.

૨ ચાંદીના સિક્કાઃ—

| એક બાજૂ | બીજી બાજૂ |
|---|---|
| અસ્ સુલ્તાનુલ્ આઝમ | ઇસ્કન્દરુસ્ ઝમાન |
| કુત્બુદ્દુનિયા વદ્દીન | યમીનુલ્ ખિલાફતે નાસીર |
| અબુલ મુઝફ્ફર મુબારકશાહ | અમીરુલ્ મોમિનીન |
| અસ્ સુલ્તાન બિન સુલ્તાન | |

હિ. સ. ૭૧૭માં આ ચાંદીના સિક્કા દિલ્હીમાં પાડવામાં આવ્યા.

૩ ચાંદીના સિક્કાઃ—

| એક બાજૂ | બીજી બાજૂ |
|---|---|
| અલ ઇમામુલ્ આઝમ | મુબારકશાહિસ્ સુલ્તાન |
| કુત્બુદ્ દુનિયા વદ્દીન | ઇબ્નિસ સુલ્તાન |
| અબુલ્ મુઝફ્ફર ખલીફતુલ્લાહ | અલ્વાસિક બિલ્લાહે |
| | અમીરુલ્ મોમિનીન |

હિ. સ. ૭૧૭ માં રાજધાનીમાં આ ચાંદીના સિક્કા પાડવામાં આવ્યા હતા.

| ૪ એક બાજૂ | બીજી બાજૂ |
|---|---|
| અલ્ ઇમામુલ્ આઝમ | અસ્ સુલ્તાન બિન સુલ્તાન |
| ખલીફતો રબ્બિલ આલમીન | અલ્ વાસિક બિલ્લાહે |
| કુત્બુદ્ દુનિયા વદ્દીન | અમીરુલ્ મોમિનીન |
| અબુલ મુઝફ્ફર મુબારકશાહ | |

આ સિક્કા હિ. સ. ૭૧૮ માં રાજધાનીમાં પાડવામાં આવ્યા હતા.

: ૨ :

## ખુસરૌખાન ગુજરાતી

### ગુજરાતનો નાઝિમ

આ શખ્સ (નહરવાલા) પાટણનો વતની અને હિંદુ ન્યાતે (બરવાર)[1] ભરવાડ હતો. એને માળવાની લડાઈમાંથી કેદી તરીકે પકડી દિલ્હી લાવવામાં આવ્યો હતો મુસ્લિમ કર્યા પછી એનુ નામ હસન રાખવામા આવ્યું હતુ. મલેક શાદી હાજિબે (સુલતાન અલાઉદ્દીન) એની પરવરિશ કરી અને આસ્તે આસ્તે એની ચડતીની શરૂઆત થઈ. કુત્બુદ્દીનના જમાનામા તેણે ઘણાં કામો કર્યા હતા અને એ જ કારણથી એને "ખુસરૌખાન"નો ખિતાબ આપવામાં આવ્યો હતો. ઈ. સ ૧૩૧૭ (હિ. સ ૭૧૭)મા કુત્બુદ્દીન જ્યારે દેવગઢના તોફાન દાબી દેવા માટે ગયો ત્યારે પાછા ફરતાં તેણે ખુસરૌખાન ગુજરાતીને છત્રી અને ભાલો આપી મદ્રાસ મોકલ્યો અને ખુસરૌખાન ગુજરાતીનુ ઘણુ માનપાન કર્યું. જે પ્રમાણે સુલતાન અલાઉદ્દીન મલેક કાફૂરની પાછળ ગાંડા જેવો થઈ ગયો હતો, તે જ પ્રમાણે કુત્બુદ્દીન પણ ખુસરૌખાનની પાછળ હતો. ઘણો સરજામ આપી રાજ્યના ઉમરાવો સાથે સરદાર તરીકે મદ્રાસ તરફ રવાના કર્યો. અને જે પ્રમાણે અલાઉદ્દીને મલેક કાફૂરને દક્ષિણની સંપૂર્ણ સત્તા સોંપી હતી તે જ પ્રમાણે કુત્બુદ્દીને પણ ખુસરૌખાન ગુજરાતીને મદ્રાસમા ખુદ મુખ્તાર બનાવી દીધો. ખુસ-

---

૧. બરવાર' ગુજરાતમા એક કાઠી અને આહીર વગેરેની કોમ છે જે બાબરિયા પણ કહેવાય છે એ લોકો તમામ સાધારણ રીતે નોકરીનો ધધો કરે છે (ગુજરાત ગેઝેટિયર) એ જ બદાયૂની પણ લખે છે ફરિશ્તા અને બર્નીએ ,બરવ ડ' લખ્યુ છે પરતુ મારો પોતાનો ખ્યાલ એવો છે કે એ શબ્દ ગુજરાતી ભરવાડ ઉપરથી ફારસી શબ્દ છે. ઉર્દૂમા એ ગડરિયા કહેવાય છે તેનું કામ બકરા ઘેટા પાળવાનું હોય છે. હિંદુઓ તેમને હલકા વર્ણના ગણે છે.

રૌખાન ગુજરાતી ઘણો બાહોશ આદમી હતો. કુત્બુદ્દીનનું મોજીલાપણું જોઇ તેના દિલમાં મલેક કાફૂરની માફક ખુદમુખ્તારીનો હવસ પેદા થયો અને તે સમય અનુસાર તેમ થયું એ એક કુદરતી બાબત હતી. એક અદના શખ્સ માટે આટલા જલદી મહાન મહાન હોદ્દા અને મોટા મોટા ખિતાબો મળે, એટલે સુધી કે મલેક નાયબનો પણ હોદ્દો સુપ્રત થયો હોય અને વળી એક બળવાન લશ્કર તેના હાથ નીચે આવે અને પાયતખ્તથી દૂર એક ખુદમુખ્તાર હાકેમની માફક રહે તો તેના દિલમાં એવી ખાહિશ પેદા થાય એ કંઈ અસાધારણ વાત ન હતી. તે કેટલાક હિંદુ અને મલેક કાફૂરના બાકી રહેલા માણસોને મેળવી આ કામને માટે સલાહ લેવા લાગ્યો. ખુસરૌખાન ગુજરાતી પ્રથમ દેવગઢથી તેલંગણ આવ્યો અને ઘેરો ઘાલ્યા બાદ ત્યાંના રાજા પાસેથી સોથી પણ વધારે હાથી અને બેશુમાર માલ અને દોલત વસૂલ કરી મૈથલી તરફ રવાના થયો અને ત્યાંથી ૯૨૦ હાથી અને એક હીરાનો ટુકડો જે વજનમાં ૬ દિરમ જેટલો હતો તે લઈ મદ્રાસ પહોંચ્યો.[1] વરસાદની મોસમ આવી ગઇ હતી, તેથી તે થોડોક વખત ત્યાં રહ્યો. ત્યાં તકી નામનો એક મુસલમાન સોદાગર માલદાર હતો. મુસલમાનોનું લશ્કર અહીં આવ્યું છે જે મુસલમાનોને સતાવશે નહિ, એમ સમજી તે કોઈ ઠેકાણે ગયો નહિ અને ત્યાંજ રહ્યો. ખુસરૌખાન ગુજરાતીએ તેને ગિરફતાર કર્યો. તેનો તમામ માલ જપ્ત કરીને ખજાનામાં નંખાવી દીધો અને તેને મારી નાખ્યો. ખુસરૌખાન ગુજરાતી જ્યાં-સુધી મદ્રાસમાં રહ્યો ત્યાંસુધી એ જ ધૂનમાં હતો કે કોઈ પણ રીતે સલ્તનતના તમામ ઉમરાવોને મેળવી લેવા અથવા તો ખતમ કરીને ખુદમુખ્તારીની જાહેરાત કરવી. આ યોજના સામાન્ય રીતે બહાર આવી ગઈ અને લોકોમાં એની ખાસ ચર્ચા થવા લાગી. ત્યારે ફોજી સરદારોમાંથી મલેક તમ્ર અને મલેક તલબગા યગ્દાએ ખુસરૌખાનને

---

૧. બદાયૂની પૃ. ૨૨૨ ભા. ૧.

પેગામ મોકલ્યો કે અમારા સાંભળવામાં આવ્યું છે કે તમે બળવાનો ઈરાદો સેવો છો અને અહીંથી પાછા જવાની ઇચ્છા કરતા નથી. યાદ રાખજો કે અમે એવું કરવા દઈશું નહિ. અને અમે અને તમો એક જગ્યાએ થઈએ તે પહેલાં બહેતર છે કે તમારે પાછા આવવાનો ઇરાદો કરી દેવો. આવી રીતે ડગાવી ધમકાવી ખુસરૌખાન ગુજરાતીને તેમણે પાછા ફરવાની ફરજ પાડી. સુલતાનના હુકમ મુજબ ખુસરૌખાન દેવગઢથી પાલખી પર સવાર થઈ રાતદિવસ બને ઍટલી ઝડપથી સાત દિવસમાં દિલ્હી આવી પહોંચ્યો. કુત્બુદ્દીન તેને દેખતાં જ નરમ પડી ગયો. તેની કુદરતી ખૂબસૂરતી અને મીઠી વાણીથી અંજાઈ ગયો. તેણે મીઠી ઝબાનમાં મોટા મોટા ઉમરાવો સામે સખ્ત શિકાયત કરી અને પોતાના ઉપરનું બળવાનું તહોમત દૂર કરવાને કહ્યું કે આ મોટા ઉમરાવો માગ પર બળવાખોરીનો જૂઠો આક્ષેપ મૂકી મને આપની દૃષ્ટિમાં નીચો પાડવા માગે છે અને એ બહુ ખોટા ચૂગલીખોર છે. બાદશાહે એ તમામ સાચું સમજી ચૂગલીખોરોને મરાવી નાખ્યા, અને રાજ્યના ઉમરાવોની સખ્ત હાંસી કરી. તેમાંના ઘણાખરાની જાગીર પાછી લઈ ખુસરૌખાન ગુજરાતીને આપી. આ બાબતથી રાજ્યના તમામ ઉમરાવો ભયભીત થયા, સમયને માન આપીને ખામોશ થઈ ગયા. ખુસરૌખાન ગુજરાતીએ હવે જોયું કે જમાનો માફક આવે એવો થઈ ગયો છે, તેથી ઈ. સ. ૧૩૧૮ (હિ. સ. ૭૧૮) માં બાદશાહ આગળ અયોગ્ય ફરિયાદ કરી મલેક દીનાર ઝફરખાનને ગુજરાતથી બોલાવ્યો અને તેની કતલ કરાવી. તેને બદલે પોતાના ભાઈ (મલેક હુસ્સામુદ્દીન)ને ગુજરાતનો નાઝિમ બનાવી મોકલાવ્યો. આ કામ એક ખાસ ગરજથી કરવામાં આવ્યું હતું. વાત એ હતી કે ખુસરૌખાન ગુજરાતીએ જોયું કે ખુદમુખ્તારીનું જે સ્વપ્નું મદ્રાસમાં પોતે સેવતો હતો તેનો ખુલાસો બદકિસ્મતીથી ચવત નીકળ્યો. પરંતુ જમાનાને અનુસરતાં પણ ફરીથી તેની રાક્ષસી વૃત્તિ શરૂ થઇ અને હવે અગાઉથી પણ વધારે આગળ વધ્યો; અર્થાત્ ગુજરાત જે

તેનુ વતન હતું તે ઉપર કબજો જમાવવાની તેની ઇચ્છા થઇ, કારણ કે તેને વતની ભાઈઓની મદદનો પૂરો ભરોસો હતો અને તે દોલત હાંસિલ કરીને ફોજી ભરતી મારફત પોતાના વતનમાં વતની ભાઇઓની મદદથી ખુદમુખ્તાર સલ્તનતનો પાયો નાખવા ધારતો હતો. એ કામ આસાનીથી પાર પડશે એમ તે માનતો હતો તેથી બીચારા મલેક દીનારને કતલ કરાવ્યો અને પછી પોતાના ભાઈ હુસ્સામુદ્દીનને ગુજરાતની નિઝામત અપાવી; પરંતુ નાલાયક હોવાથી એ કામ અદા કરી શકયો નહિ; બલ્કે સાચું પૂછો તો નુકસાન પહોંચાડયુ. કુત્બુદ્દીનની આંખો હોત તો ખુસરૌખાન ગુજરાતીની બન્ને લુચ્ચાઈ જાહેર થતાં કાંઈ બંદોબસ્ત કરી શકત. પરંતુ તે ગફલતના શરાબમાં એવો તો મસ્ત હતો કે એ સમયે પણ બેધ્યાન રહ્યો. ખુસરૌખાન ગુજરાતી અને હુસ્સામુદ્દીન ગુજરાતી પર એવો જ ભરોસો હતો જેવો બાપને દીકરા પર અથવા આશિકનો માશૂક પર ખુસરૌખાન ગુજરાતીએ જોયુ કે આ બાર પણ ખાલી ગયો અને હુસ્સામુદ્દીન ગુજરાતમાં કોઇ ખુદ મુખ્તાર સલ્તનત કાયમ ન કરી શકયો જે માટે પોતાની દિલની ખાહિશ હતી. બન્ને વખત અનુભવથી સાબિત થયું કે પાયતખ્તની બહાર હજુ અલાઉદ્દીનના સરદાર મોજૂદ છે, જે કામ અદા થવા દેતા નથી; તેથી આ વખતે જરા ઊંચી કક્ષાએ કામ લીધું અને વિચાર્યું કે એ ફક્ત એવી રીતે પાર પડી શકે એમ છે કે દરબારના ઉમરાવોને આજ્ઞાધીન કરી પોતાની સાથે મેળવી લેવા અથવા તો દિલ્હીની બહાર કાઢી મૂકવા અને ફરીથી કુત્બુદ્દીનને મારી પાયતખ્તનો કબજો લેવો. આ માટે હિંમતથી કમર કસી. મહત્ત્વાકાંક્ષા સાથ બહાદુરીથી આ કમ પૂરું કરવાનું શરૂ કર્યું અને સુલતાન અલાઉદ્દીનના સમયના મહાન અનુભવી ઉમરાવો એનુલ્મુલ્ક મુલ્તાની જેવાને દરબારમાં દરજ્જે ઉતારી પાડવા માંડ્યા. "તોબા" નામના ગુજરાતી ભાટ લોકોની મશ્કરી કરતો, જેનું પરિણામ આખરે એ આવ્યું કે કેટલાક લોકો

ખુસરૌખાનને મળી ગયા અને કેટલાકે નિવૃત્ત થઈ દરબારમાં જવાનું બંધ કર્યું. જાગીરદારો પોતપોતાની જાગીર પર ચાલ્યા ગયા. મેદાન ખાલી થઈ ગયુ ત્યારે દરબારમાં આના દરજ્જાના પોતાના માણસોને ભરવાનું શરૂ કર્યું. તેણે એક દિવસ મોકો જોઈ બાદશાહ આગળ વિનંતિ કરી કે હુઝૂરની મહેરબાનીથી મહાન દરજ્જા પર્યંત પહોચી ગયો છું, દૂર દૂરના મુલ્કોમાં ફતેહોના ડંકા પણ બજાવી ચૂક્યો છુ, પરંતુ હું જોઉં છુ કે દોલતના ઉમરાવો પોતાના સગા સંબંધીઓ સાથે દબદબા સહિત બહાર નીકળે છે. રજા હોય તો હું પણ ભીલવાડા અને ગુજરાતથી મારા સગાંસંબંધીઓને બોલાવી હુઝૂરની બક્ષિશોને લાયક બનાવુ.[૧] એ બહાના હેઠળ એણે પોતાના તમામ સગાસંબંધીઓને બોલાવી મહાન હોદ્દા ઉપર નીમી દરબાર તેમનાથી ભરી દીધો. એ દરમિયાન બાદશાહ શિકાર માટે "સરસાવા" ગયો. લોકોનો અભિપ્રાય એવો થયો કે એ જ શિકારગાહમાં સુલતાનનો શિકાર કરવો. પરંતુ બહાઉદ્દીન દબીર-યૂસુફ સૂફી, કુરાં કોમારનો પુત્ર વગેરે લોકોએ એ બાબતની મનાઈ કરી અને કહ્યું કે જો બાદશાહને અહીં મારી નાખવામાં આવે તો ઈસ્લામી લશ્કર આપણા તમામ લોકોનો શિકાર કરશે અને એક પણ જીવતો ન રહે. આપણે માટે આશ્રયની જગ્યા મળશે નહિ માટે બહેતર છે કે બાદશાહને મહેલમાં જ મારી નાખવો અને જરૂર વખતે હઝાર સિતૂત મહેલને આશ્રયનુ સ્થાન બનાવવુ. આથી બાદશાહ જ્યારે દિલ્હી પાછો આવ્યો ત્યારે તેની તૈયારી શરૂ કરી. ખુસરૌખાન ગુજરાતીએ ઈ. સ. ૧૩૨૦ (હિ. સ ૭૨૦)માં ગુજરાતની સૂબેદારી પોતાને નામે કરાવી. ભીલવાડા અને ગુજરાતથી ફોજ ભરતી શરૂ કરી, એટલે સુધી કે થોડાક જ દિવસમાં લશ્કરી તાકાત જમા કરી લીધી, અને ઘણા દબદબા સાથે બહાર નીકળવા માંડયુ.

---

૧. એ બધા સંબંધીઓ ગુજરાતીઓ હતા. કુતૂહુલસલાતીન, પૃષ્ઠ ૩૯૨, પ્રેસ આગ્રા

એક દિવસ બાદશાહ આગળ અરજ કરી કે હું રાતદિવસ હુઝૂરની ખિદમતમાં રહું છું અને મારા સગાસંબંધીઓ જે દૂર દૂર મુલકમાં પોતાના વતનને છોડી ફક્ત મારે માટે આવ્યા છે તે મને મળી શકતા નથી તેમજ હું તેમને મળી શકતો નથી, કારણ કે અહીંથી હુઝૂર પાસેથી રાત્રે છૂટો થાઉં છું ત્યારે મહેલનો દરવાજો બંધ થઈ જાય છે, તેથી જો હુઝૂરને યોગ્ય લાગે તો મહેલની ચાવી મારા કોઈ વિશ્વાસુ માણસને સોંપે જેથી કરીને મુલાકાત માટે રાત્રે તેમને બોલાવી મળી શકુ. બાદશાહે ખુશીથી આ અરજ કબૂલ કરી ફરમાવ્યુ કે મહેલની ચાવી ખુસરૌખાનને હવાલે કરવી. ખુસરૌખાને આને શુભ શુકનરૂપે માની લીધુ. હવે દરરોજ ભય વગર ગુજરાતી ભરવાડ મહેલમાં આવવા લાગ્યા હરેક રાત શસ્ત્રસજ્જ એ લોકો મહેલમાં દાખલ થઇ સવાર પર્યંત આવી જાતની મસલત કરતા રહ્યા; એટલે સુધી કે મહેલના બાળકો એથી વાકેફ થયાં, પરંતુ કુત્બુદ્દીનના તુમાખી ભરેલા મીજાજ અને ખુસરૌખાન પરના વિશ્વાસને લઇને કોઈની મજાલ ન હતી કે કુત્બુદ્દીનના કાને એ વાત પહોંચાડે કાઝી ઝિયાઉદ્દીને[1] જે કાઝીખાન નામે ઓળખાતો હતો અને બાદશાહનો ઉસ્તાદ પણ હતો, તેણે હિંમતથી કમર કસી. એક દિન બાદશાહ આગળ અરજ કરી કે હુઝૂર, મામલો નાજૂક થયો છે અને ખુસરૌખાન ગુજરાતી દિનરાત આપની વિરુદ્ધ યોજના કરી રહ્યો છે જો હુઝૂર તપાસ કરે અને વાત ગલત ઠરે તો ખુસરૌખાન ઉપરનો વિશ્વાસ વધી જશે, અને જો સાચી નીકળે તો હુઝૂરની જાન સલામત રહેશે કુત્બુદ્દીને આનો જવાબ ઘણી કઠોરતાથી આપ્યો. અને એ વફાદાર ઉસ્તાદની કંઈ પરવા કરી નહિ. બલ્કે થોડી વાર પછી ખુસરૌખાન ગુજરાતી આવ્યો ત્યારે કાઝીખાનની અરજ અક્ષરશઃ કહી સંભળાવી. ખુસરૌખાને જોયુ કે મામલો

ફરીથી બગડતો જાય છે; ત્યારે સત્વર ઢોંગ કરી રોવાનું શરૂ કર્યું અને અરજ કરી કે હુઝુરે મારો દરજ્જો વધાર્યો છે તેથી લોકો મને મારી નાખવાનો ઈરાદો રાખે છે. બાદશાહે દિલાસાના શબ્દો વડે તેના દિલનુ સમાધાન કર્યું. આ બનાવ દિવસે બન્યો હતો. રાત પડી ત્યારે તમામ ગુજરાતી ભરવાડ શસ્ત્રસજ્જ જમા થયા અને દસ્તૂર મુજબ રાત મોડી થતાં કાઝી ઝિયાઉદ્દીન પહેરાવાળાની દેખભાલ કરી રહ્યો હતો ત્યારે ખુસરૌખાન ગુજરાતીનો રણધોલ નામનો કોઇ સંબંધી કેટલાક ગુજરાતી ભરવાડોની સાથે છુપાઇ રહ્યો અને હઝાર સિતૂન મહેલમાં કાઝીખાન ગયો ત્યારે સામેથી આવી એક પાનનુ બીડું આપ્યુ. એ દરમિયાન, "જાહરિયા" નામના એક ભરવાડે પાછળથી એક કુહાડી કાઝીખાન ઉપર એવી તો મારી કે ત્યાં ને ત્યાં તરત તે મરી ગયો. કાઝીખાનના અવસાનથી હઝાર સિતૂન મહેલમાં કોલાહલ મચ્યો અને તમામ મહેલ ગુજરાતી ભરવાડોથી ભરાઇ ગયો. આ શોર અને ઘોંઘાટ સાંભળી કુત્બુદ્દીને ખુસરૌખાન ગુજરાતીને પૂછ્યું કે આ શેનો અવાજ છે. ખુસરૌખાન તો વાકિફ જ હતો. નીચે જોઇ ઉપર પાછો આવ્યો અને કહ્યુ કે હુઝુર, ઘોડા તબેલામાંથી છૂટી ખુલ્લા ચોકમાં આવ્યા છે. લોકો પકડવા માટે કોશિશ કરે છે. વાત ખતમ નહિ થઇ એટલામાં તો બળવાખોર ભરવાડ લોક તમામ ઉપર આવી પહોંચ્યા. હવે કુત્બુદ્દીનની આંખ ખૂલી અને તે સમજ્યો કે બળવો થયો છે. તે તરત જ ઝનાના તરફ ભાગ્યો, પરંતુ ખુસરૌખાન સમજ્યો કે જો બાદશાહ ઝનાનામાં જશે તો તૈયાર થયેલો મામલો બગડી જશે. તેથી તુરત જ પાછળથી પાદશાહનો ચુચ્છો પકડી હાથથી બરાબર મજબૂત પકડ્યો બાદશાહ તેને તોડી પાડી છાતી ઉપર ચડી બેઠો; પરંતુ ખુસરૌખાન મજબૂતાઇથી વાળ પકડી રહ્યો, જેથી કરીને બાદશાહ ભાગી જઇ શકે નહિ. એ દરમિયાન, જાહરિયા "મોહમ્મદ ઇસ્હાક" અને "ઇબ્રાહીમ" નામના બે ખાસ દરબાનોની

કતલ કરી બાદશાહ પર્યંત પહોંચ્યો ખુસરૌખાને ચીસ પાડી કહ્યુ કે હુ નીચે છુ મારો ખ્યાલ રાખજે " જાહરિયા "એ એક કુહાડી સુલતાન કુતબુદ્દીનની ગરદન પર મારી જેથી તે પડી ગયો. ત્યાર પછી તેણે તેનું માથું કાપી લીધુ અને જે કોઈ આડે આવ્યો તેનુ કામ પણ તરત ખતમ કર્યુ

હઝાર સિતૂન મહેલની નીચે ઉપર દરેક તરફ ગુજરાતના ભરવાડ લોકો ભરાઈ ગયા હતા ' રણધોલ ' ખુસરૌખાનનો મામો હતો. હુસ્સામુદ્દીન ગુજરાતી, ખુસરૌખાનનો ભાઇ અને " જાહરિયા " ગુજરાની અને બીજા ગુજરાની ભરવાડ મળી ઝનાનામાં ઘૂસી ગયા અને અલાઉદ્દીનની બેગમ અર્થાત્ ફરીદખાન અને ઉમરખાનની માને બાળકો સાથે સત્વર કતલ કરી. આથી તમામ ઝનાનામાં ગભરાટ ફેલાયો. એ જ વખતે દરબાર સજાવવામા આવ્યો અને મહાન મહાન ઉમરાવોને તુરત બોલાવવામાં આવ્યા મુલ્કના તમામ સરદારો જેવા કે ઐનુલમુલ્ક મુલ્તાની, મોહમ્મદ તગલક, દિલ્હીનો વઝીર મલેક વહીદુદ્દીન કુરેશી, મલેક બહાઉદ્દીન દબીર, અને કરાબેગના બંને પુત્રો રાતભર અરકાસનમા રહ્યા. ખુસરૌખાન પોતાની કોમ સાથે રાતભર મુલ્કની વ્યવસ્થા અને અલાઉદ્દીન અને સુલતાન કુતબુદ્દીનની ખાનાબરબાદીમાં મશગૂલ રહ્યો પુરુષોથી લઈ ધાવતાં બાળકો પર્યંત જે કોઈ તેમના હાથે ચઢ્યાં તેમને મોતને ઘાટ ઉતાર્યા અને આવી રીતે મલેક નાયબ કાફૂર અને મલેક નાયબ ખુસરૌખાને એક પછી એક હ ગેશને માટે ખલજી સુલતાનોની સલ્તનતને ખતમ કરી[1] જ્યારે સૂર્યોદય થયો અને ખુસરૌખાનની ઇચ્છા મુજબ તમામ કામો પૂરા થયા ત્યારે તેણે શાહી તખ્ત પર કદમ મૂક્યો અને શાહી તાજ શિર પર રાખી પોતાનુ નામ " નાસીરુદ્દીન ખુસરૌખાન " ધારણ કર્યું, એ નામથી સિક્કા પડાવ્યા અને એ જ નામથી મસ્જિદોમાં મિમ્બર પર ઇમામોએ ખુત્બા પઢ્યા પોતાના

૧. ઝિયાબર્ની પૃ ૪૦૯

ભાઈ હુસ્સામુદ્દીનને "ખાનખાનાન," પોતાના મામા રણધોલ ગુજરાતીને "રાયરાયાન", કુર્રા કીમારના પુત્રને "શાઇસ્તાખાન", યુસુફ સુફીને "સુફીખાન" અને બહાઉદ્દીન દબીરને "આઝમુલ્‌-મુલ્ક"નો ખિતાબ આપ્યો એ જ લોકોના બાહુબળથી તેને દિલ્હીનું તખ્ત મળ્યું હતું. પરંતુ કેટલાક બીજા સરદારો અને ઉમરાવોને ફક્ત ખુશ કરવાને અને પોતાના તરફ વાળવાને પણ ખિતાબો અને હોદ્દા આપ્યા. ટૂંકમાં એનુલ્‌મુલ્ક મુલ્તાનીને "આલમખાન"નો ખિતાબ આપ્યો અને તાજુલ્‌મુલ્ક વહીદુદ્દીન કુરૈશીને વિઝારત અને મલેક ફખ્રુદ્દીન જૂના (મોહમ્મદશાહ તગલક)ને 'આખૂરબેગ' (અર્થાત્ તબેલાનો અફસર જે તે જમાનામાં મહાન હોદ્દો હતો અને ફક્ત વિશ્વાસુ લોકોને એ ઉપર નીમવામાં આવતા હતા) નો હોદ્દો આપ્યો ખુસરૌખાને તમામ સાવચેતીની વ્યવસ્થામાંથી ફારેગ થઇ ગુજરાતી ભગ્વાડોને ઇનામ આપવાનું શરૂ કર્યું. અલાઉદ્દીનની માફક તે પૈસો વેરીને લોકોને પોતાના કબ્જા ચહાતો હતો, પરંતુ લોકો તે વખતે ત્રણ ભાગમાં વહેંચાયેલા હતા (૧) ખુસરૌખાનના હિતેચ્છુ, (૨) બહારથી શુભેચ્છક અને દેખાં મેલાં હતા, અને (૩) જે બિલકુલ વિરુદ્ધ હતા આ ત્રીજા પ્રકારમાં મલેક ગિયાસુદ્દીન તગલક શામેલ હતો પરંતુ આવા લોક કયાં તો દિલ્હીથી દૂર હતા અથવા તો એનુલ્‌મુલ્ક-ની જેમ સમયને અનુસરી ખામોશી પકડી રહેલા. ખુસરૌખાનના માણસોએ શાહી મહેલ અતિ નિર્ભયપણે વાપરવાનું શરૂ કર્યું. શાહી લોકોને માનભંગ અને શાહી મહેલમાં દરેક ખૂણામાં મૂર્તિપૂજા શરૂ કરવાથી મુસલમાનોમાં એક દિલચાલ મચી ગઈ. ખુસરૌખાન હવે દરેક રીતે નિર્ભય થયો હતો અને અઢી મહિના પસાર થયે કોઇ પણ સૂબેદારે બળવો ન કર્યો, તેમ છતા તેને મલેક ગિયાસુદ્દીન તગલક વિરો વસવસો રહેતો હતો અને તેથી તેના પુત્રની અતિ ખાતરદારી કરતો હતો. મોહમ્મદ તગલક મલેક જૂના દિલ્હીમાં હતો અને તેનો બાપ ગિયાસુદ્દીન તગલક હમેશા ગભરાટમાં રહેતો. ગિયાસુદ્દીન

તગલકે ઉચ્છ અને મુલતાનના હાકેમને લખ્યું કે "અમને સાથ આપો અને દિલ્હી પહોંચી ખલજી ખાનદાનને જે અમારી અને તમારી હિલાયતમાં છે, તેને ખુસરૌખાનના પંજામાંથી બચાવો." મુલતાનના હાકિમ મોગ્લતી (હસ્લુખાન) એ જવાબમાં લખ્યું કે "હું મુલતાનનો અને તું દેવગાપુરનો હાકેમ છે. આપણ બેઉ માટે દિલ્હીના શાહનો મુકાબલો કરવો ઠીક નથી." મલેક ગાઝીએ "બહેરામ અઈબા ' જે મુલતાનમાના ઉચ્છ ઉમરાવોમાંનો[1] હતો તેને લખ્યુ કે "મુલતાનના હાકિમને વચ્ચેથી દૂર કરો અને લશ્કર લઇ મને મળો;" તેથી તે મુલતાનના હાકેમને મારી નાખી લશ્કર સાથે મળી ગયો. તેણે સમાનાના હાકેમ મલેકબેગ લખ્ખીને પણ એ જ જાતનો પત્ર લખ્યો હતો. પણ તેણે તે ખુસરૌખાન ગુજરાતી ઉપર મોકલી આપ્યો. લશ્કર લઈ મલેક ગાઝી પર તેણે હુમલો કર્યો. મલેક ગાઝીએ તેને હાર આપી. મલેક મોહમ્મદ જૂના (મલેક ગાઝીનો પુત્ર) કોઈપણ રીતે દિલ્હીથી નાસી છૂટવાની ચિંતામાં રાતદિન રહ્યો. ટૂંકમાં તેણે બાપને એક ચિઠ્ઠી લખી, અને ઘોડાની ડાકચોકી મુકરર કરી દીધી તેણે બમો સવાર સરસ્વતીના કિલ્લામાં મોકલી તેનો કબજો લીધો. મલેક ફ્રખ્રુદ્દીન જૂના એક રાત્રિએ મોકો જોઈ નાસી છૂટયો અને સરસ્વતી પહોંચી ગયો. ત્યારપછી ત્યાંથી દેવબાલપુર આવ્યો. સવારે જ્યારે ખુસરૌખાન ઊઠયો ત્યારે તે મલેક જૂનાના નાસી છૂટયા વિશેની ખબર સાંભળી ઘણો ગભરાયો. તુરત જ તેણે શાઈસ્તાખાનને તેની પૂંઠે રવાના કર્યો, પરંતુ સરસ્વતીના કિલ્લાથી પાછા આવી તેણે પોતાની નિરાશા જાહેર કરી. હવે મલેક ગાઝી એક બળવાન ફોજ લઈ દિલ્હી માટે રવાના થયો. અહીં ખુસરૌખાને વીસ હઝારની ફોજ પોતાના ભાઈ ખાનખાનાન હુસ્સામુદ્દીનને આપી. સૂફીખાન વગેરે પણ શામેલ થયા. જ્યારે એ ગુજરાતી ફોજ મલેક ગાઝીની ફોજ સાથે અથડાઈ ત્યારે ટુકડે ટુકડા થઈ વીખરાઈ ગઈ.

૧. બદાયૂની પૃષ્ઠ, ૨૧૮, ભાગ ૧ લો

ખુસરૌખાન આ સાભળી અતિ ગભરાયો, પરંતુ હિંમત કરી તેણે ફોજની સરદારી પોતે લીધી. તે નવી ફોજ સાથે દિલ્હીની બહાર નીકળ્યો,[1] પરંતુ ઘણે દૂર ન ગયો અને હોઝેખાસની પાસે થોભ્યો, કારણ કે મલેક ગાઝી બેવડી કૂચ કરતો વિના વિલબે આવતો હતો, તેથી ખુસરૌખાને દિલ્હી છોડવાનુ પસદ ન કર્યું. તે વખતે ખજાનાનો દરવાજો ખોલી દીધો અને હરેક સિપાઈને બમે ત્રણ ત્રણ સાલનો પગાર આપ્યો. ફકીરો અને દરવીશોને દાન કરવામાં આવ્યું. ગુજરાતી ભરવાડોને ખજાનાના ઝવેરાતથી માલામાલ કર્યા અને મલેક ગાઝી માટે ખજાનામાં એક પાઈ સરખી ન છોડી. તે સમજ્યો કે અલાઉદીનની માફક પૈસા વેરવાથી કામ લઉં. ટૂંકમાં બન્ને ફોજોનો મુકાબલો થયો અંતુલમુલ્ક લડાઈ પહેલાં માળવા તરફ રવાના થઈ ગયો હતો. અને એવી રીતે અલાઉદીનના ઉમરાવો જે ખરા દિલથી મળ્યા ન હતા તેઓ એકેક કરીને છૂટા થઈ ગયા. જગ શરૂ થયો ત્યારે બન્નેએ મરદાનગીને ઇન્સાફ આપ્યો[2] પ્રથમ તગલકની ફોજે હાર ખાધી, પરતુ સવારોની ત્રણ ટુકડી અચાનક ખુસરૌખાનની ફોજ પર આવી પડી જેથી ખુસરૌખાનની ફોજમાં નાસભાગ મચી. મલેક તલમગા નાગોરી જે ખુસરૌખાન ગુજરાતીની ઘણી તરફદારી કરતો હતો તે માર્યો ગયો અને કુર્ગ કમારના પુત્ર શાઇસ્તાખાને નાસભાગનો રસ્તો ઇખ્તિયાર કર્યો. ખુસરૌખાને પોતે ઘણી બહાદુરી બતાવી અને પુષ્કળ કોશિશ કરી, પરંતુ તે કામ ન આવી ટૂંકમા શુક્રવારનો દિવસ હતો, પાછલા પહોર પર્યંત લડાઇ જારી રહી આખરે ખુસરૌખાનની હાર થઈ, બેશુમાર ગુજરાતી ભરવાડો માર્યા ગયા બીજે દિવસે જેણે જ્યાં ભરવાડો જોયા ત્યાં માર્યા હજારો ગુજરાતી ભરવાડ ગુજરાત તરફ નાસી છૂટયા ને રસ્તામાં માર્યા ગયા ખુદ ખુસરૌખાન પોતાના

---

૧ ચાળીસ હજારની ટુવ ફોજ તેની પાસે હતી ( ફરિશ્તા )

૨ બદાયૂની

આકા મલેક શાહીના બાગમા સતાઇ ગયો અને ગિરફતાર થયો. મલેક ગાઝીની સમક્ષ તેની કતલ કરવામાં આવી.[1] ખલજી ખાનદાનમાંનો શાહી કુટુમ્બનો કોઇ પુખ્ત વયનો પુરુષ બાકી ન રહ્યો હતો તેથી રાજ્યના ઉમરાવાની સલાહથી મલેક ગાઝી તગલક દિલ્હીમા તખ્તનશીન થયો આ બનાવ ઈ સ ૧૩૨૦ (હિ. સ. ૭૨૦) નો છે તેની સલ્તનત ચાર માસ અને થોડાક દિન ટકી, પરંતુ 'તગલક નામા'મા અમીર ખુસરોએ કુતુબુદ્દીનની કતલનો બનાવ હિ સ ૭૨૦ના જમાદિઉલઆખરીનો જણાવ્યો છે, એ ધ્યાનમા લેતા એની સલ્તનતની મુદત ફક્ત બે મહિનાની થઈ.

## ખુસરોખાન ગુજરાતીનું અવસાન

ખુસરોખાનના અવસાન વિશે જે સાલ સામાન્ય તારીખોમા લખવામા આવી છે તે હિ સ ૭૨૧ છે, પરંતુ સિયરૂલમુતઅખ્ખરીન મા હિ સ. ૭૨૫ છે. મારા ખ્યાલ મુજબ બન્નેએ ખોટી સાલ લખી છે, કારણ કે આમ ઇતિહાસકારો અલાઉદ્દીનના અવસાનનો સમય હિ સ. ૭૧૬ ના શવ્વાલની ૬ઠ્ઠી તારીખ વિશે એકમત છે (ઇ સ. ૧૩૧૬ ડિસેમ્બરની તારીખ ૨૨) તે પછી લગભગ ૩૬ દિવસે મલેક કાફૂર રાજ્યકર્તા થયો તેના પછી તેની જગ્યા પર કુતુબુદ્દીન આવ્યો

અને એ હિ સ ૭૧૬ (ઈ. સ. ૧૩૧૬)ના ઝિલ્કાદ માસનો બનાવ છે કુતુબુદ્દીને શિહાબુદ્દીનને બરતરફ કરી પોતે તખ્ત હાસિલ કર્યું અને વિધિપૂર્વક તખ્તનશીન થયો ત્યારે ઝફરૂલવાલા સિવાયના આમ ઇતિહાસકારોના મત મુજબ હિ સ ૭૧૭ ના મોહર્રમની આઠમી તારીખ હતી (ઈ. સ. ૧૩૧૭ ના માર્ચની ૨૩ તારીખ) ત્યાર પછી તે સુલતાન કુતુબુદ્દીનના અવસાનનો સમય હિ. સ. ૭૨૧ ના રબીઉલ અવ્વલની ૫ મી તારીખ (ઈ. સ ૧૩૨૧ ના માર્ચની ૨૪ મી તારીખ) જણાવે છે સુલતાનનું અવસાન અને

---

[1] ફીરોઝશાહી-બર્નીમાથી ખુલાસો

ખુસરૌખાનનો રાજ્યાભિષેક જાણે કે એક જ દિવસે થયો, અને એ જ રીતે ખુસરૌખાનનું અવસાન અને મોહમ્મદ તગલકની તખ્તનશીનીની પણ જાણે કે એક જ તારીખ હતી. આમ ઇતિહાસકારોના કહેવા મુજબ ગાઝી તગલક હિ. સ ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) ના શાબાનની ૧ લી તારીખે ખલજી તખ્ત પર બિરાજમાન થયો, અને ખુસરૌખાને ફક્ત ચાર મહિના રાજ્ય કર્યું. એટલે જો કુત્બુદ્દીનના અવસાનની રબીઉલ અવ્વલની પાંચમી તારીખ સાચી હોય તો મલેક ખુસરૌખાનનું અવસાન એ હિસાબે હિ. સ. ૭૨૧ (ઇ. સ. ૧૩૨૧) ના રજ્જબની પાંચમીની પહેલાં કે પછી હોવી જોઈએ. જો કે હિ. સ. ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) ના શાબાનની પહેલી તારીખે મલેક તગલકની તખ્તનશીની થઈ હતી, અને તે પછી બે ત્રણ દિવસ પછી તેના અવસાન વિશેની ખાત્રી છે. અને જો હિ. સ. ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) ના શાબાનની પહેલી તારીખે ખુસરૌખાનના અવસાનનો સ્વીકાર કરીએ તો એ રીતે ઘણી બાબતો એવી ઉપસ્થિત થાય છે જે ખરી વસ્તુસ્થિતીની વિરુદ્ધ છે (૧) તે સંજોગોમાં કુત્બુદ્દીનનું અવસાન રબીઉલ અવ્વલને બદલે રબીઉસ્ સાનીમાં હોય અને એ આમ ઇતિહાસકારોના બ્યાનથી વિરુદ્ધ છે અને કોઈ આધાર રાખવા યોગ્ય ઇતિહાસ એનું સમર્થન કરતો નથી (૨) બદાયૂની અને ઝિયાબર્ની બને વિશ્વાસપાત્ર તારીખોમાં હિ. સ. ૭૨૦ (ઈ. સ. ૧૩૨૦) લખી છે. ખાસ કરીને બર્નીના સમયની નજીકનો બનાવ હોવાથી એનું બ્યાન વધારે ભરોસાપાત્ર અને સાચું જણાય છે. વળી બીજા પુરાવાઓ પણ એનું સમર્થન કરે છે. (૩) ખુસરૌખાને તખ્તનશીન થતાં જ હુકમ કર્યો કે 'નાસિરૂદ્દુનિયાવદ્દીન ખુસરૌખાન'ના નામથી સિક્કા અને ખુત્બા જારી કરવા. એટલે આજ પર્યંત જે સિક્કા મળ્યા છે તેમાં એક પણ હિ. સ. ૭૨૧નો નથી, બલ્કે તમામ ૭૨૦ ના છે.

એવો ખ્યાલ ન કરવો જોઈએ કે ખુસરૌખાન હિ. સ. ૭૨૦

(ઈ. સ. ૧૩૨૦) અને હિ. સ. ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) માં હયાત હોય, કારણ કે ખુસરૌખાનના હિ સ. ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) ના ચાર મહિના કોઈ પણ રીતે હિ. સ. ૭૨૦માં આવતા નથી, એટલે બિલકુલ એમ જ માનવુ પડે છે કે ખુસરૌખાનના અવસાનની સાલ હિ. સ. ૭૨૦ છે. મારા ખ્યાલ મુજબ આમ ઇતિહાસકારોએ ફરિશ્તામાંથી સાલ નકલ કરી અને બહુધા એ જ જગ્યાએથી કિતાબોમાં હિ સ ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧) ની ભૂલ ગરૂ થઇ.

### ખુસરૌખાનની હારનાં કારણો

ખુસરૌખાનને ઇતિહાસમાં ઘણુ જ ઓછુ મહત્ત્વ આપવામાં આવ્યુ છે એનુ સૌથી મોટુ કારણ હકૂમત અયોગ્ય રીતે હાંસિલ કર્યાનુ છે. અથવા તો એમ પણ હોય કે તે ઘણી જ નીચ કોમનો માણસ હતો. પરંતુ એ બંને દોષો કંઇ એવાં મહાન પાપો નથી, જે ફક્ત ખુસરૌખાન ગુજરાતીએ કર્યાં હોય. પરંતુ ઊંડો વિચાર કરવાથી માલૂમ પડે છે કે દુનિયાનો કોઇ પણ ભાગ આવા મહત્ત્વાકાંક્ષી વિજેતાના દાખલાઓથી ખાલી નથી ખુસરૌખાન ગુજરાતીએ કુત્બુદ્દીનની ગફલતનો જે ફાયદો ઉઠાવ્યો તે ખરેખર સ્તુતિપાત્ર છે પોતાની અંગત શક્તિથી પોતાની કોમ અને મુલ્ક માટે જે રીતે અક્કલ અને ડહાપણથી કામ લીધુ તેને વર્ઇને તેના અભિમાનમા કંઈ સંશય માટે સ્થાન નથી. પરંતુ પ્રશ્ન માટે બાબત એ છે કે તમામ સાવચેતીના પગલા હોવા છતાં પણ તેને ફતેહનું મો જોવાનું ભાગ્યમાં ન હતુ,' તેનાં કયાં કારણો હતાં? મારા ખ્યાલ મુજબ તેની હારનાં કારણો નીચેના છે:—

ફરિયાદ કરતા હતા. એમ જણાય છે કે તે પોતાની ફોજી તાકાત માટે બહુ મગરૂર હતો. બહુધા તેથી કરીને કુત્બુદ્દીનના જમાનામાં તેણે રાજ્યના કોઇ મહાન સેનાપતિઓ અને સરદારોને મેળવવાની કોશિશ ન કરી. આ કારણથી જ્યાંસુધી ખુસરૌખાનને ફોજી તાકત લાગતી વળગતી હતી ત્યાંસુધી સલ્તનતના ઉમરાવો તેની સાથે રહ્યા અને જેવી જ એની સત્તા કમ થઈ તેવા જ તેઓ અલગ થઈ ગયા

(૨) જે ફોજી ભરતી ખુસરૌખાને કરી હતી તે જો કે સંખ્યામાં ચાળીસ હજારની હતી પરંતુ સામાન્ય રીતે તેમાં રંગરૂટ ભર્યા હતા. તેમાંથી કોઈને પણ કાયદેસર ફોજ સાથે લડવાનો વારો ઉમર ભરમાં આવ્યો ન હતો, પરંતુ સામેની ફોજે એક અનુભવી સેનાપતિના હાથ નીચે કેળવાયેલી જંગી ફોજ હતી. તેથી વધુ

બધો ભરોસો રાખ્યો હતો કે કાર્યના પરિણામનો વિચાર કરવાનો ખ્યાલ પણ એના દિલમાં ન આવ્યો કદાચ અન્કર અને ડહાપણથી કામ લીધું હોત તો સંભવિત છે કે અગાઉ મગત તેણે હારની સંભાવનાનો જરાપણ વિચાર ન કર્યો કે જેથી એવા વખત માટે કોઈ સુરક્ષિત જગ્યા તૈયાર રાખી હોય તેણે ઇચ્છા કરી હોત તો ગુજરાત અને દક્ષિણના પ્રદેશમા કોઇ એવી જગ્યા સુરક્ષિત કરી શક્યો હોત કે જ્યા બેસીને લાબા સમય પર્યંત તઘલખને દબાવવામા મશગૂલ રહેત, કારણ કે તે જમાનામા દરેક ઠેકાણે અવ્યવસ્થાનો કાળ હતો, પંજાબ અને સિંધ સિવાય બાકીના દરેક સૂબામા તે સ્વતંત્ર રીતે સફળ થઈ શક્યો હોત

(૬) મારા ઉપરના ઉલ્લેખ મુજબ રાજ્યના ઉમરાવો તેનાથી નારાજ હતા ફક્ત થોડા જ મુસલમાન ઉમરાવો તેના તરફદાર હતા. જેમને કુત્બુદ્દીનના હાથે તકલીફ પહોંચી હતી તે ખુસરોખાનની સાથે થયા હતા કારણ કે કુત્બુદ્દીનનો એ દુશ્મન હતો અને દુશ્મનનો દુશ્મન દોસ્ત થાય છે એની સાથે થવાથી તાત્કાલિક ફાયદાની આશા હતી એ જ કારણથી જગના મેદાનમા સાફ સાફ માલૂમ પડતુ હતુ કે ખુસરોખાનના સાથી અને દોસ્ત હોવા છતાં હાર વખતે તેઓ ચોરી છૂપીથી બહાર નીકળી ગયા

(૭) એ પણ સાફસાફ નજરે પડે છે કે ખુસરોખાનની ફતેહ હોવા છતા કોઈ હિન્દુ રજપૂતે તેને મદદ ન આપી, બહુધા એનુ કારણ ફક્ત એ હતુ કે ખુસરોખાન અતિ નીચ અને અદના કોમનો હતો, જેની સરદારી રજપૂત કોઇપણ રીતે કબૂલ

જંગલી રીતે દૂધ પીતાં બચ્ચાં અને ગોદમાં બચ્ચાંવાળી માતાઓ સાથે વર્તન કર્યું તેનાથી લોકોને તેના તરફ નફરત થઈ ગઈ.

### ગુજરાત વિશે માર્કોપોલો નામના મુસાફરનો અભિપ્રાય

( ઈ. સ. ૧૨૯૫-હિ. સ. ૬૯૫-૯૬ ) સેન્ટ થોમસની કબરની પશ્ચિમ તરફ 'લાર' એટલે કે ગુજરાત પ્રાંત આવે છે. એ મુલ્કમાંથી બ્રાહ્મણો[1] દુનિયાભરમાં ફેલાયા છે. એ બ્રાહ્મણ ઘણા જ ભલા વેપારી હોય છે. તેઓ અતિ પ્રામાણિક અને સાચાબોલા પણ હોય છે, કારણ કે તેઓ દુનિયાની કોઈપણ ચીજ માટે જૂઠું બોલતા નથી. જો કોઈ પરદેશી મુસાફર તેમના મુલ્કના વેચાણ ખરીદીના રિવાજોથી વાકેફ ન હોય અને તેમને પોતાનો માલ સોંપે તો તેઓ ઘણા પ્રામાણિકપણે અને નિમકહલાલીથી વેચે છે, ફક્ત જે હકથી તેમને આપવામાં આવે છે, તે સિવાય તેઓ કોઈ બીજી રીતે કંઈ પણ અયોગ્ય નફો લેતા નથી. તેઓ પોતાના ધર્મને ઘણા વળગી રહે છે. તેઓ માંસ ખાતા નથી તેમજ શરાબ પીતા નથી, અને પારકી સ્ત્રી સાથે સંભોગ કરતા નથી. એઓ બીજાઓની કોઈ ચીજ લેતા નથી. તેઓ એક જનોઈ પહેરે છે. એ મુલ્કનો હાકેમ અતિ દોલતમંદ અને તાકતવર છે. તેને ઝવેરાતનો ઘણો શોખ છે. તે બ્રાહ્મણ સોદાગરોને મદ્રાસમાં ઝવેરાત ખરીદવાને મોકલે છેઃ અને જે કીમતે તે ખરીદી લાવે છે તેનાથી બમણી કીમત આપે છે. એ મુલ્કના બ્રાહ્મણો બૌદ્ધ ધર્મ માને છે અને શુકન વગેરેમાં ઘણી શ્રદ્ધા રાખે છે. આ બાબતોમાં તેઓ દુનિયાભરની કોમોમાં આગળ વધેલા છે. એમને ત્યાં દરરોજ માટે માણસોની કદના પડછાયાની લંબાઈ નક્કી કરેલી હોય છે. જે માણસ સોદા કરવા ઇચ્છે છે તે સવારમાં ઊઠી સૂર્યના તાપમાં ઊભો રહે છે અને પોતાનો પડછાયો જુએ છે. જો પડછાયો પોતાના હંમેશ મુજબની બરોબર હોય તો તે સોદો કરે છે. અને તે ઓછો હોય તો તે નથી કરતો. એમના

(૧) બહુધા એ બૌદ્ધ ધર્મી લોક માટે છે.

અભિપ્રાય પ્રમાણે દિવસનો એક પહોર અપશુકનિયો હોય છે. દાખલા તરીકે બુધવારે મધ્યાહ્નનો વખત અને સોમવારે પાછલા પહોરનો. એ વખતે પણ લોકો કંઈ કામ કરતા નથી એ ઉપરાંત જો કોઈ માણસ ઘરની અંદર બેઠો હોય અને ગરોળીને દીવાલની શુકનવાળી દિશા તરફથી આવતી જુએ તો તુરત જ કંઇ કામ કરી નાખે છે અને અપશુકનવાળી દિશામાંથી આવતી જુએ તો કદી કંઇ કામ કરતો નથી. જો કોઈ બહાર જતી વખતે છીંક થાય અને તે શુકનવાળી સમજે તો જાય છે, નહિતો ત્યાં ને ત્યાં રહે છે. રસ્તા પર ચાલતી વખતે ચકલી શુકનવાળી દિશાથી પસાર થાય તો તે આગળ જાય છે, નહિતર નથી જતો. એ બ્રાહ્મણોની ઉમર ઘણી મોટી થાય છે, કારણ કે ખાવાપીવામાં તેઓ કાળજીવાળા અને નિયમિત હોય છે. તેમના દાંત પણ એક લીલોતરી ખાવાથી ઘણા મજબૂત હોય છે. એ લીલોતરીને લઈને તેમની તબિયત સારી રહે છે. એ મુલકમાં ધાર્મિક આગેવાનોની એક જાત હોય છે જે 'જોગી' કહેવાય છે. એ જોગીઓ જાતના બ્રાહ્મણ હોય છે. તેમની ઉમર દોઢસોદોઢસો અને બસોબસોની હોય છે. તેઓ ઓછી પણ ઉમદા ચીજો ખાય છે. દાખલા તરીકે ચોખા, દૂધ. એ લોક ગધક અને પારામાંથી એક જાતની ભસ્મ બનાવે છે જે તેઓ બાળપણથી જ લાંબુ આયુષ અને બળવાન શરીર કરવાને માટે ઉપયોગમાં લે છે. અહીંના જોગીઓની એક જમાત જે તપ કરવામાં પોતાની ઝિંદગી ગાળે છે તે નગ્ન રહે છે અને પોઠિયાની પૂજા કરે છે. તેઓ પોઠિયાની છબી જે પિત્તળ કે સોનાની હોય છે તેને પોતાના કપાળ ઉપર બાંધે છે. તે ગાયના છાણની રાખ શરીર ઉપર ભસ્મતની માફક લગાવે છે તેને તે ઘણી જ પવિત્ર સમજે છે અને જ્યારે કોઇ એનો અનુયાયી મળી જાય છે ત્યારે એ રાખ તેમના કપાળ ઉપર લગાવે છે. તેઓ વાસણમા ખાતા નથી પણ ઝાડનાં પાંદડા અને તે પણ સૂકા પાદડાંમાં ખાય છે, કારણ કે તેમનું માનવુ એવુ છે કે લીલાં પાંદડામાં પણ

જીવ હોય છે અને જીવને સતાવવુ સારુ નથી કોઈ એનો જાન લઈ લે તોપણ તેઓ ધર્મની વિરુદ્ધ વર્તન કરતા નથી જો કોઈ તેમને નગ્ન રહેવાનું કારણ પૂછે તો તેઓ જવાબમાં જણાવે છે કે દુનિયામા નગ્ન આવ્યા હતા અને નગ્ન ચાલ્યા જઈશુ, તેથી દુનિયાની ચીજો સાથે સબધ રાખવો ન જોઈએ અમારામા વિષયવાસના નથી તેથી અમે નાગા ફરીએ છીએ જેઓ બહુ વિષયી હોય છે તેમને પોતાની છૂપી જગ્યા છુપાવવાની જરૂર પડે છે તેઓ કોઈપણ જીવવાળા પ્રાણીને જાનથી મારતા નથી, કારણ કે એને મહાન પાપ સમજે છે તેઓ લીલા શાક નહિ બલ્કે સૂકા ખાય છે તેઓ જમીન પર નગ્ન સૂએ છે, કાઈ ઓઢતા નથી અને બિછાવતા પણ નથી તેઓ દરરોજ ઉપવાસ કરે છે અને પાણી સિવાય કઈ પીતા નથી તેઓ કોઈને પોતાનો ચેલો બનાવે છે, ત્યારે તેને પોતાના મઠમા અમુક વખત સુધી રાખે છે અને તેને પોતાના જેવી ઝિંદગી પસાર કરાવે છે જ્યારે તેની પરીક્ષા લે છે ત્યારે તેઓ જે જુવાન છોકરીઓ મૂર્તિઓની પૂજા કરે છે, તેમને બોલાવે છે અને આ શખ્સને તેમની સાથે રહેવાનું કહે છે એ છોકરીઓ નખરા ચાળા, ટીખળ અને નેત્રસંકેતથી તેને લોભાવે છે અને જો તે તેમની સાથે એકરારથી વર્તે તો તેને ચેલો બનાવે છે, નહિતો નહિ, કારણ કે તેઓ કોઈ ખરાબ[1] ચાલચલગતવાળા માણસને પોતાની જમાતમા શામેલ કરતા નથી તેઓ મડદાંને બાળે છે, કારણ કે તેઓ માને છે કે એમ કરવામાં ન આવે તો તેમાં કીડા પડે છે અને જ્યારે એ કીડાને ખોરાક નથી મળતો ત્યારે તે મરી જાય છે તેમના મોતનો બદલો મરહૂમના આત્મા પાસેથી લેવામા આવે છે,

બૌદ્ધ ધર્મી અને મૂર્તિપૂજક છે. અહીંથી ધ્રુવનો તારો જરા ઊંચો દેખાય છે. ગુજરાતના વતનીઓ દરિયાઇ ચાંચિયા છે (બાદશાહ મારકો પોલોનો કહેવાનો ભાવાર્થ કિનારાના લોકો વિગેરેનો છે) તેઓ વહાણ લૂંટી લે છે અને ચાંચિયાને હાથ જાય એવા ડરથી જહાજનો માલિક ઝવેરાત ગળી જાય તો તેઓ તેને સમુદ્રના પાણીમાં આમલી નામે ઓળખાતી એક ચીજ તેને પિવડાવે છે જેથી તેને દસ્ત થવા માંડે છે અને ઝવેરાત બહાર નીકળી આવે છે, જે તેઓ લઇ લે છે. એ મુલકમાં કાળા મરી, આદુ અને ગળી વધારે થાય છે. તે ઉપરાંત કપાસ, જે દેવકપાસ નામે ઓળખાય છે તે વધારે પ્રમાણમાં ઊગે છે તેનાં ઝાડો ઘણા ઊંચાં થાય છે અને તે ઉપર વીસ સાલ સુધી કપાસ આવે છે બાર વરસ પર્યંતનાં ઝાડનુ કપાસ કાંતવા અને કપડાં વણવાના કામમાં આવે છે. છેલ્લાં આઠ વરસનુ કપાસ એ કામમાં આવતુ નથી, પરંતુ સુજની તળાઇ રજાઇ અને ગાદલાં ભરવાના કામમાં આવે છે.[1] અહીંના લોકો ઘેટાં, બકરાં, ભેંસ, જંગલી ગાય, અને ગેંડા જેવાં પશુઓનાં ચામડાં પકવે છે અને રંગે છે. અહીં ચટાઇ ઘણી ઉમદા વણવામાં આવે છે, જેમાં ઉત્તમ જાતનું કારીગરીનુ કામ કરવામાં આવે છે અને પશુ પક્ષીઓના ચિત્રો બનાવવામાં આવે છે. એ ચટાઇ બિસ્તરાનું કામ આપે છે. તે ઉપરાંત તકિયા પણ ઘણા ઉમદા બનાવવામાં આવે છે.

: ૩ :

## તગલક વંશ

તગલક તુર્કી શબ્દ છે જેનો અર્થ 'પહાડી' થાય છે. એ પુસ્તુ શબ્દ "રોહીલા"ના અર્થનો છે. નવાદિરૂલ મઆલીમાં જણાવવામાં આવ્યુ છે કે 'તગલક' અને 'કતલગ' એક જ અર્થના છે.

૧. આજકાલની રૂની ખેતી જોતાં આમાં અતિશયોક્તિ લાગે છે પરંતુ મૈસુરના નરસિંહ રાજ્યમહેલોમાં મે પોતે રૂનું એક ઝાડ જોયું તે આ બયાનને મળતુ આવવાથી મને ખાત્રી છે કે એણે સાચું બયાન્યું છે.

બદલે 'કતલગ' બદલાઈને 'તગલક' થઈ ગયે છે જેનો અર્થ 'મધ્યમ' છે. પરંતુ તેને માટે કંઇ સાબિતી આપવામાં આવી નથી. 'તગલક' વિશે સૌથી પુરાણું બ્યાન ઈબ્ન બતુતાનું છે. તે લખે છે કે "શેખ રુકનુદ્દીન કુરૈશી મુલતાની પાસેથી મેં સાંભળ્યું છે કે તગલક તુર્ક કોમમાંનો 'કરૂના' હતો. અને એ લોકો તુર્કસ્તાન અને સિંધની વચ્ચે આવેલા પહાડોમાં વસતા હતા." 'કરૂના' શબ્દની બાબતમાં આઠમી સદીનો મશહૂર મુસાફર 'માર્કોપોલો' જણાવે છે કે 'જેમનો બાપ તાતારી અને મા હિંદી હોય તે લોકો 'કરૂના' નામથી ઓળખાય છે. એમનો ધંધો લૂંટફાટનો છે. જ્યાં એમનું લશ્કર જાય છે તે પ્રદેશને ઉજ્જડ બનાવે છે. તેમનો સરદાર નિકોદાર છે જે ચગતાઈનો ભત્રીજો છે. એ શખ્સ પોતાના કાકા પાસેથી નાસીછૂટી 'કરૂના'નું લશ્કર લઈ બદખ્શાનને રસ્તે કાશ્મીર ગયો અને લાહોર જીતી ત્યાં રહ્યો. અને મોગલો સાથે લડવાનું ચાલુ રાખ્યું"...આખર પર્યંત.

બીજા ઇતિહાસો ઉપરથી એમ જણાય છે કે પ્રથમ તો કરૂનાનું તૂમાન (દસહજાર) આદમી મોગલોનું લશ્કર સાથે રહેતું હતું, પરંતુ ત્યારપછી તેમણે લૂંટમાર જ પોતાનો ધંધો બનાવી દીધો. જાણીતી બિના એ છે કે અસલ આ લોકો ચીનની ઉત્તરમાં આવેલા કરૂન જીદન (ખીદન) નામના પહાડમાં રહેતા હતા. ખુલાસતુત્ તવારીખનો કર્તા લખે છે કે સુલતાન મોહમ્મદનો બાપ તગલક સુલતાન ગિયાસુદ્દીન બલબનના તુર્કી ગુલામોમાંનો એક હતો અને તેની મા પંજાબની "જાટ" કોમની હતી. એ બ્યાન ઉપરથી એમ જણાય છે કે 'કરૂના' શબ્દથી ઇબ્નબતૂતાના રાવી શેખ કુરૈશીનો કહેવાનો

પણ એ વાતને સમર્થન મળે છે, જેમકે એક સિક્કા ઉપર છે કે 'અસ્‌સુલ્તાનુલગાઝી ગિયાસુદ્દુનિયા વદ્દીન અબુલમુઝફ્ફર તગલક શાહિ-સસુલ્તાન નાસિર અમીરુલ મુમિનીન' અને એના પુત્રના સિક્કા ઉપર 'અલમુજ્તહિદ ફી સબીલિલ્લાહે મોહમ્મદ બિન તગલકશાહ' લખવામાં આવ્યુ છે. આથી તગલક કયાં તો ખુદ મલેક ગાઝી ગિયાસુદ્દીન અથવા તો તેના બાપનુ નામ છે. ફરિશ્તા[1] લખે છે કે "જ્યારે હું લાહોર ગયો ત્યારે વિદ્વાનો આગળ આ બાબત વિશે મે પૂછપરછ કરી, પરંતુ કોઈએ 'તગલક' વિશે ખરી અને માનવા યોગ્ય વાત ન કહી. અલબત્ત એમ કહ્યુ કે સામાન્ય રીતે એ વાત પ્રચલિત છે કે ગિયાસુદ્દીન તગલકનો બાપ મલેક તગલક ગિયાસુદ્દીન બલબનના ગુલામોમાંનો એક હતો અને તેણે પંજાબી જાટની પુત્રી સાથે લગ્ન કર્યું હતુ જેણે ગિયાસુદ્દીનને જન્મ આપ્યો હતો." ઈબ્ન બતૂતા લખે છે કે 'તગલક અતિ કંગાળ હાલતમાં હતો. સિંધમાં આવ્યો ત્યારે કોઈ એક સોદાગરને ત્યાં ગોવાળ તરીકે રહ્યો હતો. આ અલાઉદ્દીનના સમયની વાત છે તે વખત જ સુલતાનનો ભાઈ ઉલુગખાન મુલતાનમાં હાકિમ તરીકે આવ્યો હતો. તગલક તેના લશ્કરમાં દાખલ થઈ પ્રથમ પાયદળ અને પાછળથી હયદળમાં જોડાયો. તેનું કામ જોઈ તેની નિમણૂક અમલદાર તરીકે કરવામાં આવી. ત્યારપછી મીરે આખૂર અર્થાત્ તબેલાનો દારોગો અને આખરે મહાન ઉમરાવોમાંનો એક થયો.' શમ્સ સિરાજ ઘફીફ ફીરોઝશાહીમાં લખ્યુ છે કે "ગિયાસુ-દ્દીન તગલક, 'રજબ' અને અબૂબક્ર એ ત્રણે ભાઈ ખુરાસાનથી દિલ્હી આવ્યા. એ સમય અલાઉદ્દીન ખલજીનો હતો[2] સુલતાને દિલ્હીમાં

---

૧. કાસિમ ફરિશ્તા જહાંગીરના સમયમા દક્ષિણના બાદશાહ તરફથી સફીર તરીકે જહાંગીર પાસે લાહોરમાં ગયો હતો.

૨ હુસ્સામખાન નામના ઇતિહાસકારે પણ એ ખાનદાનને ખુરાસની જણાવ્યું છે જેમકે તે લખે છે કે મહમૂદ બિન મોહમ્મદશાહ બિન ફીરોઝ શાહ અલ્‌ખુરાસાની, શાહે દિલ્હી ( ઝફરૂલવાલા પ ૧૩૪ લંડન ભા ૧)

જુદા જુદા હોદ્દા આપી વર્ધમાન કરી તેની પાસેથી કામ લીધુ-આખરે જ્યારે તેની બહાદુરીની છાપ લોકોના દિલમાં પડી ત્યારે સુલતાન અલાઉદ્દીને તેને દીપાલપુરનો[1] હાકેમ નીમી મોકલ્યો." આ પાછળના બેઉ બ્યાનો જે એકબીજાને લગભગ મળતાં છે તે ઉપરથી એ સાફ માલમ પડ છે કે ગિયાસુદ્દીન તગલક ખલજી સમયમાં હિન્દુસ્તાનમા આવ્યો હતો અને નહિ કે બલબનના વખતમા. અને જો ફીરોઝશાહીના કર્તા વિગે એમ કબૂલ કરવામા આવે કે પોતાના આશ્રયદાતાને ગુલામીમાંથી બચાવવા માટે ચશ્મપોશી કરી તો ઇબ્ન-બતૂતાને લખતા અટકાવે એવુ કોણ હતુ ? હવે જો ફરિશ્તાની વાત સાચી માનવામાં આવે તો તે માટે ફક્ત એટલુ જ કહી શકાય કે બલબનના જમાનામાં મલેક તગલક આવ્યો હતો, પરંતુ તેના અવસાન પછી મુલ્કમાં તેણે ખગભો જોઈ ત્યારે તે

ખુરાસાન ચાલ્યો ગયો. ત્યારપછી ખલજીના વખતમાં તેના પુત્રો પાછા આવ્યા. મિરાજ શરીફ અથવા તો અમીર ખુસરાનું "તગલકનામા" જો મળી જાત તો ઘણી જ સફાઇથી એ વિશે સાચો અભિપ્રાય બાંધી શકાયો હોત. તબકાતે અકબરીના કર્તાને 'તગલકનામા મળ્યુ હતું, પરંતુ આશ્ચર્યની વાત છે કે તેણે એક શબ્દ પણ એ વિશે નથી લખ્યો. તે ઘણી ખામોશીથી બનાવો જણાવતો નીકળી ગયો.

### મલેક ગાઝી ગિયાસુદ્દીન તગલક

ટૂંકમાં હિ. સ. ૭૨૦ ( ઈ. સ. ૧૩૨૦ ) ના શાબાન મહિનાની પહેલી તારીખે ગિયાસુદ્દીનના નામથી મલેક ગાઝી તગલક દિલ્હીની ગાદી ઉપર બિરાજમાન થયો અને રાજ્યનીતિને ઈન્સાફ આપવાનું શરૂ કર્યું. હરેક શખ્સને પોતાની લાયકાત મુજબ હોદ્દા અને ઇનામ આપ્યાં. ઇતિહાસકારો એ બાદશાહની પ્રશંસામાં ઘણી જ સુંદર મધુરી ભાષા વાપરે છે અને લખે છે કે થોડાં જ અઠવાડિયાંમાં સલ્તનતનુ કામ એવી ખૂબીથી પાર પાડયું કે લોકો ને એમ થયું કે જાણે વરસોથી સલ્તનતની સ્થાપના થઈ છે. ખુસરૌખાનની અવ્યવસ્થા એવી રીતે દૂર કરી કે લોકો હેરતમંદ થઈ ગયા જ્યારે તમામ કામોમાથી ફારેગ થયો ત્યારે સૂબા તરફ તેનું ધ્યાન ગયું. સિંધ પછી બીજો નંબર ગુજરાતનો હતો. આથી ખુસરૌખાન પછી મલેક તાજુદ્દીન તુર્ક જે ઈ. સ. ૧૩૨૦ ( હિ. સ. ૭૨૦ ) માં ગુજરાતમાં નાઝિમ તરીકે આવ્યો હતો તેને કાયમ રાખ્યો.[૧] ગુજરાતથી આવતાં વેંત એણે એવો બંદોબસ્ત કર્યો કે કોઈને ફરિયાદ કરવાનું કારણ રહ્યું નહિ અને શાંતિ ફેલાઈ ગઈ. લગભગ પાંચ સાલ પર્યંત ગુજરાતની હકૂમત તેના હાથમાં રહી. જો કે ઇતિહાસોમાં એના વિશે

૧. ઝિયાબર્ની પૃ. ૪૨૮, પરંતુ ફિરિશ્તાએ લખ્યું છે કે તેને ગુજરાતનો સિપાહસાલાર (ફોજનો વડો) બનાવવામાં આવ્યો છે. પૃ. ૧૮૭ ભા. ૧. -નવલકિશોર

ઉપર મકાન પડયું (ભાગ ૨, પ્રકરણ ૪, ફસલ ૧૩). હવે જો વીજળી પડયાની વાત સાચી હોત તો શેખ રુકનુદ્દીન જરૂર ઇબ્ન બતૂતાને કહેત, કારણ કે તેણે પોતે આ બનાવમાં ભાગ લીધો હતો. શેખ રુકનુદ્દીન વિશે પણ સીઅરુલ મુતઅખ્ખરીનમાં લખવામાં આવ્યું છે કે તે બાદશાહને મળવા ગયો હતો. ઊઠતી વખતે ઈશારાથી બાદશાહને બહાર નીકળી જવાને જણાવ્યુ, પરંતુ બાદશાહ સમજી શકયો નહિ. ત્યારપછી જેવા શેખ ઊઠયો કે તુરત છત પડી ગઇ (ભા. ૧. ગિયાસુદ્દીન તગલક નવલકિશોર પ્રેસ). ઇતિહાસકારોએ અહમદ અયાઝને 'ખાજા જહાન'નો ખિતાબ આપી વડો પ્રધાન બનાવવાની અને તેની સારી ઝિંદગી દરમિયાન તેને માન આપવાની હકીકતોને પણ દલીલરૂપે આગળ કરી છે. શેખ રુકનુદ્દીન તરફ મોહમ્મદ તગલકશાહ અતિ મહેરબાની રાખતો. તેના પિતાનો મુલતાનમાં આવેલો મકબરો શેખને અર્પણ કર્યો હતો. વળી એક બીજા મોકા પર સો ગામ જાગીરમાં આપ્યાં હતાં. આ શાહી મહેરબાની હોવા છતાં ઇબ્ન બતૂતા પાસે શેખ રુકનુદ્દીન મુલ્તાની જેવા મહાન સૂફીનું બાપના ખૂની તરીકે પુત્રને બતાવવું એ વાત માટે મજબૂત દલીલ છે કે આ વાત સાચી છે. પરંતુ મારો અગત અભિપ્રાય એવો છે કે લોકોની આ બાબતમાં ગેરસમજ છે. પ્રથમ તો ઇબ્ન બતૂતાની હકીકતથી એ ગેરસમજ દૂર થાય છે. મોહમ્મદ શાહે ખુદ પોતે જ મહેલ તૈયાર કરાવ્યો હતો, તેથી બદાયૂની અને તબકાતે અકબરીમાં લખવું પડયું કે "જેની જરૂર ન હતી એવો મહેલ બનાવવો..." આખર પર્યંત. બલ્કે સાફ સાફ માલૂમ પડે છે કે ખુદ બાદશાહે બંધાવવાનો હુકમ કર્યો હતો. વળી એ વાત તો જાહેર છે કે જે મકાન ત્રણ દિવસમાં ઉતાવળથી બનાવવામાં આવ્યું હોય તે કેટલું મજબૂત હોય.

આજે પણ આપણે જોઈએ છીએ કે આગગાડી કોઇ મકાન નજીક પસાર થતી હોય ત્યારે તેનો ધબકારો મકાનમાં બેસનારને લાગે છે. એવી જ રીતે જ્યારે તમે પુલ ઉપરથી પસાર થાઓ અને

હાજી મોહમ્મદ કંદહારીએ પોતાના લખેલ ઇતિહાસમાં ઝિયાબર્નીનું સમર્થન કર્યું છે. અને વળી ઢીલ પછી ફ્રિગ્નાએ એ જ વાતને લગભગ સાચી માની છે. સદ્રજહાં ગુજરાતીએ પોતાના ઇતિહાસમાં એને માટે 'જાદૂ' શબ્દ વાપર્યો છે અર્થાત્ એ જાદુઈ મહેલ કારીગરીથી બનાવેલો હતો. એમા કોઈપણ જાતનો સંશય નથી કે એ જાદુઈ બંધન ફક્ત ઝિયાબર્ની ઉત્તમ રીતે ખોલી શકયો હતો. પરંતુ તે પછીના તમામ ઇતિહાસકારો ઝિયાબર્ની ઉપર ખુશામતનો આરોપ મૂકે છે, કારણ કે મોહમ્મદશાહ તગલકે ઉછેરેલા ફીરોઝશાહ તગલકે વિશે સત્ય હકીકત ન લખી. ગમે તેમ હોય પણ ઇબ્ન બતુતા જે બર્નીનો સમકાલીન હતો તે લખે છે કે "બાદશાહે પોતાને માટે એક મહેલ અફગાનપુરમાં બંધાવવા હુકમ કર્યો. જૂનાખાને ( મોહમ્મદ તગલકે ) ત્રણ દિવસમાં તે તૈયાર કરાવ્યો. તેનો પાયો લાકડાના થાંભલા ઉપર જમીનથી ઊંચો રાખ્યો. તેમા ઘણુંખરું કામ લાકડાનું જ હતું. અહમદ બિન અયાઝ જે પાછળથી 'ખ્વાજા જહાન'ના ઇલ્કાબથી જાણીતો થયો તે આ બંને બાદશાહનો એન્જિનિયર હતો પાયો એવા હિસાબે ગખવામાં આવ્યો હતો કે જો એક ખાસ મોકા પર હાથી ઊભો ગખવામાં આવે તો આખું મકાન તૂટી પડે. પાદશાહે તે મકાનમાં આવીને મુકામ કર્યો અને લોકોને નિમંત્રણ આપ્યુ. લોકો જ્યારે ખાણું ખાઈ ચાલ્યા ગયા ત્યારે જૂનાખાને ( મોહમ્મદ તગલકે ) પાદશાહની પરવાનગી માગી કે હું હાથી પેશ કરવાની ઇચ્છા રાખું છુ. તેથી એક સાજ અને સામાનથી શણગારેલો હાથી લાવવામાં આવ્યો. શેખ રુકનુદ્દીન મુલ્તાની મને કહે છે કે તે વખતે હું પાદશાહની પાસે હતો અને બાદશાહનો લાડીલો પુત્ર મહમૂદ પણ ત્યાં હતો. જૂનાખાને (મોહમ્મદ તગલકે) મને કહ્યું કે અહો મહાપુરુષ, મધ્યાહ્નની નમાઝનો સમય નજીક છે; આવો, નમાઝ પઢી લઇએ. તેથી હું મકાનમાથી બહાર નીકળી આવ્યો. તે જ સમયે હાથી લાવવામાં આવ્યો. જેવો હાથી મહેલમાં આવી પહોચ્યો કે તુરત બાદશાહ અને શાહઝાદા

ઉપર મકાન પડયું (ભાગ ૨, પ્રકરણ ૪, ફસલ ૧૩). હવે જો વીજળી પડયાની વાત સાચી હોત તો શેખ રુકનુદ્દીન જરૂર ઇબ્ન બતૂતાને કહેત, કારણ કે તેણે પોતે આ બનાવમાં ભાગ લીધો હતો. શેખ રુકનુદ્દીન વિશે પણ સીઅરૂલ મુતઅખ્ખરીનમાં લખવામાં આવ્યું છે કે તે બાદશાહને મળવા ગયો હતો. ઊઠતી વખતે ઇશારાથી બાદશાહને બહાર નીકળી જવાને જણાવ્યું, પરંતુ બાદશાહ સમજી શક્યો નહિ. ત્યારપછી જેવો શેખ ઊઠયો કે તુરત છત પડી ગઇ (ભા. ૧. ગિયાસુદ્દીન તગલક નવલકિશોર પ્રેસ). ઇતિહાસકારોએ અહમદ અયાઝને 'ખ્વાજા જહાન'નો ખિતાબ આપી વડો પ્રધાન બનાવવાની અને તેની સારી ઝિંદગી દરમિયાન તેને માન આપવાની હકીકતોને પણ દલીલરૂપે આગળ કરી છે. શેખ રુકનુદ્દીન તરફ મોહમ્મદ તગલકશાહ અતિ મહેરબાની રાખતો. તેના પિતાનો મુલતાનમાં આવેલો મકબરો શેખને અર્પણ કર્યો હતો. વળી એક બીજા મોકા પર સો ગામ જાગીરમાં આપ્યાં હતાં. આ શાહી મહેરબાની હોવા છતાં ઇબ્ન બતૂતા પાસે શેખ રુકનુદ્દીન મુલ્તાની જેવા મહાન સૂફીનું બાપના ખૂની તરીકે પુત્રને બતાવવું એ વાત માટે મજબૂત દલીલ છે કે આ વાત સાચી છે. પરંતુ મારો અંગત અભિપ્રાય એવો છે કે લેખકોની આ બાબતમાં ગેરસમજ છે. પ્રથમ તો ઇબ્ન બતૂતાની હકીકતથી એ ગેરસમજ દૂર થાય છે. મોહમ્મદ શાહે ખુદ પોતે જ મહેલ તૈયાર કરાવ્યો હતો, તેથી બદાયૂની અને તબકાતે અકબરીમાં લખવું પડયું કે "જેની જરૂર ન હતી એવો મહેલ બનાવવો..." આખર પર્યંત. બલ્કે સાફ સાફ માલૂમ પડે છે કે ખુદ બાદશાહે બંધાવવાનો હુકમ કર્યો હતો. વળી એ વાત તો જાહેર છે કે જે મકાન ત્રણ દિવસમાં ઉતાવળથી બનાવવામાં આવ્યું હોય તે કેટલું મજબૂત હોય.

આજે પણ આપણે જોઈએ છીએ કે આગગાડી કોઇ મકાન નજીક પસાર થતી હોય ત્યારે તેનો ધબકારો મકાનમાં બેસનારને લાગે છે. એવી જ રીતે જ્યારે તમે પુલ ઉપરથી પસાર થાઓ અને

સાથે સાથે એક મોટર પણ જતી હોય તો ખરેખર તમને પુલની હાલચાલ માલૂમ પડશે. એટલે એ ત્રણ દિવસનું તાજું બનાવેલું મકાન જે ફક્ત લાકડાના થાંભલા ઉપર જ બાંધવામાં આવેલુ હોય તે હાથીના ઠપકારાથી પડી જાય તો એમાં કંઈ અજાયબીની વાત નથી. મારા અભિપ્રાય મુજબ આ બનાવ ઈરાદા વગર ફક્ત આકસ્મિક રીતે બન્યો. એ માટે સાચું ઉદાહરણ હાલમાં નવી દિલ્હીનું બનાવેલુ સરકારી નવુ મકાન છે જે માટે આજ સુધીમાં પંદર કરોડ રુપિયાનો ખર્ચ થઈ ગયો છે અને દરેક રીતે તેની મજબૂતાઈનો ખ્યાલ રાખવામાં આવ્યો છે, પરંતુ કેટલાંક વરસ ઉપર કાઉન્સિલ હૉલની છતનો કેટલોક ભાગ કાઉન્સિલની મિટિંગ વખતે જ પડી ગયો. એ બિલકુલ આકસ્મિક બન્યુ હતુ. મોહમ્મદ તગલકની તાજી બનાવેલી ઇમારતની એ જ પરિસ્થિતિ થઈ હતી. પરંતુ ખરી વાત એ છે કે તેનું પડી જવાનું અસલ કારણ કોઈને જાણવાને મળ્યું નહિ તેમજ એ વિશે સંશોધન પણ કોઈએ કર્યું નહિ તેથી લોકોએ પોતપોતાની અટકળ મુજબ જે કંઈ સમજ પડી તે બ્યાન કર્યું અને સામાન્ય રીતે એકહથ્થુ રાજ્યોમાં લોકો અયોગ્ય રીતે તર્ક મેળવે છે તેથી મોહમ્મદ તગલક વિશે પણ લોકોએ એવો જ ખ્યાલ બાંધ્યો. અહમદ અયાઝને ઉમરભર વઝીર બનાવી રાખવો એ બદનામીના ડરથી હતુ એ બિલકુલ ગલત વાત છે, કારણ કે ઝિયાબર્નીએ ફીરોઝશાહની હકીકતોમાં મજકૂર વઝીર વિશે જે વાત લખી તે ઉપરથી એ અભિપ્રાય ઊડી જાય છે. અર્થાત્ એ શખ્સ પોતે વિદ્વાન અને લાયકાતવાળો ન હતો, પરંતુ કંઈ પણ વાંધો ઉઠાવ્યા વગર બાદશાહની મરજી મુજબ શાહી હુકમોનો અમલ કરતો હતો જેથી બાદશાહ અતિ ખુશ રહેતો હતો. અને આ જ ગુણની પસંદગીને લઈને બાદશાહે ઉપરના પાછલા ભાગમાં મોટા મોટા અસરકારક ઉમરાવોથી માંડી નાના દરજ્જાના લોકોને સજા અર્પણ કર્યા, કારણ કે એ લોકો સામાન્ય લોકોના ફાયદાનો વિચાર કર્યા વગર શાહી ફરમાનનો અમલ કરવો એ

પોતાની ફરજ સમજતા હતા. એજ સ્થિતિ આ વઝીરની હતી. અને એ જ આજ્ઞાપાલનના બદલામા તેને ઉમરભરની વિઝારત મળી હતી.

મલેક ગાઝી તગલકની ઉમરે વફાદારી ન કરી, નહિતો દિલ્હી, બંગાળા અને દક્ષિણની પેઠે ગુજરાતમાં તે ઘણો સુધારો કરત. જ્યારે ગિયાસુદ્દીન તગલકે દિલ્હીની હકૂમત હાથમાં લીધી ત્યારે "મલેક તાજુદ્દીન તુર્ક"ને[1] હિ. સ ૭૨૦માં ગુજરાતના નાઝિમ તરીકે કાયમ રાખ્યો. તાજુદ્દીન લાયક અને હોશિયાર શખ્સ હતો તેણે એવી ખૂબીથી હકૂમત કરી કે રૈયત હમેશાં આનંદમાં અને તાબેદાર રહી. ઈ. સ ૧૩૨૪ (હિ સ ૭૨૫)માં ઝાલાવાડના રાજા સૂરજમલને વાઘેલાના સરદાર લુણાજીએ હરાવી, મુલકનો કબજો લીધો. સૂરજમલે ગુજરાતના હાકેમની મદદ માગી. જાફર તુર્કે તેને સાથે લઈ લુણાજીને મારી નસાડી મૂક્યો. પરંતુ એ લડાઈમા સૂરજમલ માર્યો ગયો અને ઝાલાવાડની રાજધાની સરધારનો કબજો હાથ આવ્યો. એ સાલ પર્યંત જાફર ગજકર્તા રહ્યો. એ પાચ સાલ દરમિયાન સુલેહશાંતિનુ રાજ્ય રહ્યુ. એ ઉપરથી એમ જણાય છે કે તેની હકૂમત રૈયત અને બાદશાહ બન્નેને માટે શાંતિદાયક હતી. એ જ સુલતાનના જમાનામા કાઝી કમાલુદ્દીન ગુજરાતીને 'સદ્રજહાની' (શેખુલ્ ઇસ્લામ, સુબાનો મુફ્તી)નો હોદ્દો અર્પણુ કરવામાં આવ્યો. એ જ વખતે ભરૂચની જામ મસ્જિદનો છેલ્લો ઘુમ્મટ ઉતારના ઝીના

૧. મિરાતે એહમદીમા જણાવવામા આવ્યું છે કે કર્નલ વૉટસનને એ ખ્યાલ ખોટા છે કે તાજુલમુલ્ક જે કુત્બુદ્દીનના જમાનામા દિલ્હીનો વઝીર થયો હતો તે ફરીથી ગુજરાતનો નાઝિમ થયો. પરંતુ એ બીજો શખ્સ છે ઝિયા બર્ની પૃ ૪૨૪ અને ૪૨૮ પ્રેસ કલકત્તામાથી પણ આ અભિપ્રાયને સમર્થન મળે છે પરંતુ મજફ્ફર કિતાબના કર્તાએ પણ તાજુદ્દીન જાફરનું નામ ખોટુ લખ્યુ છે. એ શખ્સ ઉમરાવોમાથી હતો પરંતુ ગુજરાતનો નાઝિમ ન હતો. તાજુદ્દીન તુર્ક હતો (જુઓ ઓહદેદારોની તખ્તસાની ફેહરિસ્ત —ઝિયા બર્ની)

તરફ તૈયાર થયો. એ વાત તેના શિલાલેખ ઉપરથી માલુમ પડે છે. તેમાં 'હિ. સ. ૭૨૧" કોતરવામાં આવી છેઃ—

"કૃપાળુ અને દયાળુ અલ્લાહના નામે શરૂ કરું છું. હઝરત મોહમ્મદે ફરમાવ્યું, 'જેણે અલ્લાહ માટે મસ્જિદ બનાવી'......અંત પર્યંત. (અલ હદીસ). 'સુલતાને આલમ, ગિયાસુદ્દુનિયા વદીન, દોલતે શાહ મોહમ્મદ બુરહાનુદીન ઈબ્ન નસીરે હિ. સ. ૭૨૧ મા બનાવી."

એવી જ રીતે ભરૂચમાં ગઝનવી સાહેબની મશહૂર મસ્જિદનો શિલાલેખ નીચે પ્રમાણે છે.—

"જેણે અલ્લાહને માટે મસ્જિદ બનાવી અને એ ગમે તેટલી નાની હોય તોપણ અલ્લાહ તેને માટે જન્નતમાં ઘર બનાવશે...... ...ગિયાસુદ્દુનિયા વદીન અબુલ મુઝફ્ફર તગલકશાહિમ્સસ સુલ્તાન 'અલ્લાહ તેના રાજ્યને અને સલ્તનતને હમેશ માટે કાયમ રાખે,' અબુલ બશર મોહમ્મદ ખોતમારી (ખોથહારી) (તેની મહત્તા કાયમ રહે) અલ્લાહના બંદાઓમાંથી સૌથી વધુ કમજોર ઇકબાલ ફ્રુલ્લાહ હિ. સ. ૭૨૨."

ખોથહારી રાજ્યના ઉમરાવોમાંનો એક હતો. જેમકે ઝિયા બર્નીના કહેવા પરથી જણાય છે. પરંતુ ગુજરાતમાં તે ક્યા હોદ્દા પર હતો તે જાણી શકાયું નહિ.

## સુલતાન મોહમ્મદશાહ તગલક

મલેક મોહમ્મદ ફખ્રુદીન જૂના જે સલ્તનતનો વારસ હતો તે પિતાના અવસાનના ચાળીસ દિન બાદ ઈ. સ. ૧૩૨૪ (હિ. સ. ૭૨૫) માં સલ્તનતના તખ્ત ઉપર બિરાજમાન થયો. એ ઘણો સમજવાળો શખ્સ હતો. ઘણી વખત બીજાના મનની વાત તે સમજી જતો. વિદ્વત્તામાં પણ કમ દરજ્જો ધરાવતો ન હતો. સાદી જબાન, મીઠી બાણામાં ધ્યાન અને પત્રવ્યવહારમાં નવા વિષયની શોધ માટે એ પ્રસિદ્ધ હતો. કેટલાક ફકરા ઇતિહાસોમાં મોજૂદ છે જે ઉપરથી તેના

પત્રવ્યવહારના વિષય ઉપરના કાબૂ પર કાફી રોશની પડે છે. ગદ્ય અને પદ્ય ઉપર પણ સંપૂર્ણપણે હોશિયાર હતો. ઐતિહાસિક જ્ઞાનમાં ચાલાક હતો. ફિલસૂફી અને તર્કશાસ્ત્રનો તેને અતિ શોખ હતો. સા'દ, મન્તિકી, ઉબૈદ શાએર, મૌલાના ઈલ્મુદ્દીન ફિલસૂફ, બહાઉદ્દીન ફક્રી વગેરે તેના પુરાણા સોબતીઓ હતા. તેમના સહવાસમાં ફિલસૂફીનો શોખ તેને લાગ્યો હતો અને બુદ્ધિના વિષયો પ્રત્યે એનું વધુ વલણ થયું હતું. જે ચીજ અક્કલની વિરુદ્ધ માલૂમ પડતી તેને તે લક્ષ આપવા યોગ્ય સમજતો ન હતો. આવી માન્યતાઓ હોવા છતાં ખલીફાના એલચીઓનો એવી રીતે સત્કાર કર્યો કે જે સાધારણ અક્કલ કોઈ પણ રીતે માન્ય રાખી શકે નહિ. આ કારણથી ઇતિહાસકારો એને "જમાનાની અજાયબી"[૧] કહે છે. સુલતાન મોહમ્મદ તગલકે પોતાના રાજ્યની શરૂઆતમાં સલ્તનતના કામો એવી ચાલાકીથી અદા કર્યાં, કે તેનું રાજ્ય ઘણું મજબૂત થયું. દિલ્હી, પંજાબ અને મુલતાન ઉપરાંત ગુજરાત, માળવા, દેવગઢ, તેલંગ, મરહઠ, ધોરસમદ્ર, મદ્રાસ, તિરહટ, લખનવતી, સતગામ (ચાટગામ), સુનારગામ (સુનારગાંવ) વગેરે મુલ્કોમાં એવી શાંતિ નજરે પડવા લાગી કે એ મુલ્કોની ટપાલ અને ખંડણી રાજધાનીમાં એટલી સહેલાઈથી પહોંચતાં જેમ ગંગા અને જમનાની વચ્ચેના પ્રદેશનું મહેસૂલ દિલ્હીમાં આવે છે. આ શાંતિને કારણે એટલી બધી દોલત ખજાનામાં જમા થઈ

ગઈ કે એનુમાન બક્ષિશો અને નકામો ખર્ચ કર્યા છતાં ખઝાનામાં કોઈપણ જાતની કમી નજરે પડતી ન હતી. હું ધારું છું કે આ શાંતિનું કારણ સુલતાનની ચાલાકી તેમજ કામેલ નાઝિમોની પસંદગી હતું તેઓ પોતાની કામેલિયત અને હોશિયારીથી મુલકમાં સુલેહ શાંતિ કાયમ રાખતા હતા ગુજરાતનો નાઝિમ અલપખાન તેઓમાંનો એક હતો

## ગુજરાતમાં બળવાનાં કારણો

(ચાલુ બનાવો સાથે)

મોહમ્મદ તગલકની તખ્તનશીનીના બે વરસ પછી અર્થાત્ હિ સ ૭૨૭ (ઈ સ. ૧૩૨૬)માં તરમશીરીનખાન[૧] બિન દાઉદ ખાન ચગતાઈ સુલતાનના રસ્તે એક બળવાન ફોજ લઇ દિલ્હી પહોંચ્યો અચાનક આવી પહોંચેલા દુશ્મનનો મુકાબલો કરવો મુનાસિબ ન લાગતા મોહમ્મદ તગલકે સુલેહ કરી, અને ધાર્યા કરતા વધુ સોનું અને જવાહિર આપી મજકૂર ખાનને વિદાય કર્યો. તે ખાન માળવાડ અને ગુજરાતમાં લૂટફાટ કરી સિંધના રસ્તે પોતાના વતન તરફ નીકળી ગયો[૨] સુલતાન મોહમ્મદને આ બનાવ ઉપરથી કાંઈ બોધ મળ્યો લશ્કરની તૈયારી અને ફોજ વ્યવસ્થિત કરવામાં તે રોકાઈ ગયો એટલે સુધી કે તેની પાસે ઉત્તમ ફોજ એકઠી થઇ.

---

૧ ફરિશ્તા, ભાગ ૧ મોહમ્મદ તગલકનું પ્રકરણ પરંતુ બદાયૂની લખે છે કે તે હિ સ ૭૨૯ (ઈ સ ૧૩૨૮)મા આવ્યો હતો એલ્ફિન્સ્ટન સાહેબે 'તરમશીરીનખાન'ને બદલે 'તૈમૂરશીનખાન' લખ્યુ છે

૨ આમ ફરિશ્તાએ લખ્યુ છે બર્ની અને બદાયૂનીએ લખ્યુ છે કે, ઈસ્લામી ફોજે સામનો કરી તેને ભગાડી મૂકયો અને કનાનોર પર્વત તેની પૂંઠ પકડી પરંતુ ફરિશ્તા લખે છે કે ફીરોઝશાહ તગલક અને મોહમ્મદશાહ તગલક પ્રત્યે માન હોવાથી મોહમ્મદશાહ તગલકની કફોડી પરિસ્થિતિ થતા નજરાણા આપી પાછા કાઢવાનો ક્રિયા બર્નીએ ઉલ્લેખ કર્યો નથી તરમશીરીન વિશે જે કઇ મેં લખ્યું છે તે સામાન્ય ઇતિહાસોના આધારથી જ છે

અને હવે સુલતાનને ચીનને જીતવાનો ખ્યાલ આવ્યો, તેથી પોતાના ભાણેજ મલેક ખુસરોની સરદારી નીચે એક લાખનું લશ્કર સરંજામ સાથે હિમાલયના રસ્તે ચીન ફતેહ કરવાને મોકલ્યું. કમનસીબે હિમાલયની ખીણોમાં તેની ખરાબી થઈ ગઈ. ત્યારપછી પરદેશી મિત્રોની ઉશ્કેરણીથી ૩ લાખ ૧૭ હજાર ઘોડેસવારોને ખુરાસાન જીતવાને તૈયાર કર્યા, પરંતુ સરંજામ મળી શક્યો નહિ. તે બાદ પાયતખ્ત દિલ્હીથી દોલતાબાદ બદલવાથી શાહી ખજાના ઉપર ખર્ચનો બોજો વિશેષ પડ્યો. ટૂંકમાં નકામો ખર્ચ અને કાલ્પનિક ફતેહોને લઈને ખજાનો ખાલી થઈ ગયો. તે પછી તેણે તાંબાના અને ચાંદીના સિક્કા

મારો અંગત અભિપ્રાય એવો છે કે મોહમ્મદ તગલકે હાર તો આપી હતી નહિ તો મોગલો તો લોભની દૃષ્ટિથી દોરાયેલા હતા તેથી બીજી વખત જરૂર આવત. જો સોનું અને જવાહિર આપી તેમને વિદાય કરવામાં આવ્યા હોવ તો જરૂર તે ફરીથી આવ્યા જ હોત, અને ખાસ કરીને એ જ સમયે કે જ્યારે હરેક જગ્યાએ ફસાદ અને ખરાબી ફેલાયા હતા. શું તમે જાણતા નથી કે અલાઉદ્દીન અને તગલકના સમયમા વારંવાર હાર્યા છતા મોગલો ફરીથી આવ્યા હતા અને જ્યારે મોકો મળતો ત્યારે હુમલો કરતા હતા? ખુદ અલાઉદ્દીને દોલતાબાદમાથી બેશુમાર દોલત હાસિલ કરી તેમ છતા શુ તેણે દોલતાબાદ છોડયુ? શું તેના અંજામથી આપ વાકેફ નથી? એ વાત ધ્યાનમા રાખી કેવી રીતે ખાત્રીથી માની શકાય કે તરમશીરીન અને તેની જંગલી કોમની ખુશામત કરી તેમજ અઢળક સોનું અને જવાહિર નજરાણામા આપી પાછા કાઢવામા આવ્યા હોય અને તેમના લોભી સ્વભાવે તેમને હિંદુસ્તાનમા આવતા રોક્યા હોય? અલાઉદ્દીન ખલજીએ વારંવાર હાર આપી અને મોગલોએ તેની તાકાત અનુભવી ત્યારે કુત્બુદ્દીનના સમય પર્યંત તેઓ ન આવ્યા મારી માન્યતા મુજબ તો મોહમ્મદ તગલકે પણ હાર આપી હતી અને તે જ કારણથી લગભગ ૨૫ વરસ પર્યંત મોગલોએ આ તરફ જોયુ પણ નહિ એ ઉપરાંત મોહમ્મદ તગલકની સખાવત અને ઉદારતાને લઈને ખુરાસાન અને ઈરાનમા ઘણા લોકો તેના પ્રત્યે હમદર્દી ધરાવતા થયા હતા. આ કારણથી હિંદ ઉપર હુમલો કરવાની મોગલોની હિંમત ચાલતી ન હતી, કારણ કે મુલકમા મોહમ્મદ તગલક પ્રત્યે સહાનુ-

તાંબાના સિક્કા પાછા ખેંચી લઈ તગલકાબાદમાં એકઠા કરવામાં આવ્યા. હવે ખજાનો ભરવાની તદબીરો શોધવાનું શરૂ કર્યું, પરંતુ તે માટે કોઇ યોજના ઘડવામા આવે તે પહેલાં બળવાખોરોએ જમા કરેલાં સાધનોનો ઉપયોગ શરૂ કર્યો અને દિલ્હી, મુલતાન, બંગાળા, અલ્હાબાદ, વગેરે સ્થળોમા તોફાનોની શરૂઆત થઈ ગઈ. ખાસ કરીને દોઆબના હિંદુઓએ તેને થકવી નાખ્યો. ફક્ત ગુજરાત જ અલપખાનની ઉત્તમ વ્યવસ્થાને લઈને વફાદાર રહ્યું. જો કે આ તમામ તોફાનો દાબી દેવામાં આવ્યા તેમ છતાં આમ રૈયતમાં મોહમ્મદ તગલક પ્રત્યે ખરાબ ભાવના પ્રસરી ગઈ, એટલુ જ નહિ પણ તેના તરફ તિરસ્કાર થઈ ગયો. તેના કારણો એ કે (૧) મોહમ્મદ તગલકની ઉમરમાં જેમ જેમ વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ તેનો સ્વભાવ જક્કી થતો ગયો, અને ખરાબ સલાહકારોને લઇને (જેમા ગુજરાતીના કાઝીનો પુત્ર પણ સામેલ હતો) તે લોકોને મોતથી સજા કરતો નહતો અને આવી રીતે દરરોજ ખૂનરેજી કરતો હતો.

(૨) દોઆબમાં વારંવાર હુલ્લડો અને બળવા થતા હોવાથી તેણે દંડરૂપે મહેસૂલ બમણુ કરી દીધુ હુલ્લડ માટેના સિપાઈઓનો ખર્ચ પણ મહેસૂલમાં દાખલ કર્યો. ખુદાની શાન જુઓ કે તે સાથે જ દુકાળ આવી દબાવ્યો[૧] લગભગ સાત સાલ[૨] પર્યંત વરસાદ પડ્યો નહિ લોકો હેરાન પરેશાન થઇ ગયા.

આખરે તેણે પોતે પણ પરેશાન હાલતમાં દિલ્હીથી નીકળી ગંગા નદીના કિનારે ફરૂખાબાદ જિલ્લાના શમ્સાબાદમાં એક કામચલાઉ છાવણી સરગદ્વારા (સ્વર્ગદ્વાર; હરિદ્વારની જેમ) બનાવી. તેણે લગભગ અઢી ત્રણ વરસ (ઈ સ ૧૩૩૮-૩૯-૪૦. હિ. સ. ૭૩૯ ૪૦-૪૧) ત્યાં મુકામ રાખ્યો દરિયા કિનારાની સુંદર હવાને લઇને મગજને શાંતિ મળી. તેથી દુકાળ રોકવાને મોટી મોટી યોજના તૈયાર કરવાનુ કામ શરૂ થયુ અને એ કામ પાર પાડવાને ગજાના

૬. ( ઇ સ. ૧૬૩૧ હિ સ. ૧૦૪૧ ) શાહજહાન બાદશાહના સમયમા.
૭ (ઈ.સ. ૧૬૬૧ હિ. સ ૧૦૭૨) આલમગીર ઔરંગઝેબના સમયમાં.
૮. ( ઈ સ. ૧૭૩૯ હિ સ ૧૧૫૨ ) મોહમ્મદશાહ.
૯. ( ઈ સ. ૧૭૭૦ હિ. સ ૧૧૮૪ ) શાહઆલમ બીજો.
૧૦. ( ઇ સ. ૧૭૮૦-૮૪ હિ. સ. ૧૧૯૮-૯૯ ) લૉર્ડ હેસ્ટિંગ્સ.
૧૧ ( ઈ. સ. ૧૮૦૩-૪ હિ. સ. ૧૨૧૮-૧૯ ) માર્ક્વિસ વેલેસ્લી.
૧૨. ( ઇ. સ. ૧૮૧૩-૧૪ હિ સ. ૧૨૨૮ ) માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સ.
૧૩. ( ઈ. સ ૧૮૧૯ હિ. સ. ૧૨૩૫ ) ,, ,,
૧૪. ( ઈ સ. ૧૮૨૫ હિ. સ. ૧૨૪૧ ) લોર્ડ આમહર્સ્ટ.
૧૫. ( ઈ સ. ૧૮૨૮ હિ. સ. ૧૨૪૪ ) લૉર્ડ વિલિયમ બેન્ટિક
૧૬. ( ઇ સ. ૧૮૩૭-૩૮ હિ. સ. ૧૨૫૩-૫૪ ) લૉર્ડ ઑકલૅંડ.
૧૭. ( ઇ સ ૧૮૪૮ હિ. સ. ૧૨૬૫ ) લૉર્ડ ડેલહાઉસી.
૧૮. ( ઈ સ. ૧૮૬૦-૬૧ હિ. સ ૧૨૭૭-૭૮ ) લૉર્ડ કેનિંગ.
૧૯. ( ઈ સ ૧૮૬૫ હિ. સ. ૧૨૮૨ ) લૉર્ડ લૉરેન્સ
૨૦. ( ઈ સ ૧૮૬૮ હિ સ. ૧૨૮૫ ) ,,
૨૧. ( ઈ સ. ૧૮૭૭ હિ. સ. ૧૨૯૪ ) લોર્ડ લિટન.
૨૨ ( ઈ સ. ૧૮૯૬-૯૭ હિ. સ. ૧૩૧૪-૧૫ ) લૉર્ડ એલ્ગિન.

આ ફેહરિસ્ત તરફ નજર કરવાથી એમ જણાય છે કે જ્યારે અંગ્રેજી સત્તા શરૂ થઇ ત્યારથી દુકાળે હિંદને સ્વતંત્ર રીતે પોતાનું સ્થાન બનાવ્યું, જાણે હરેક જાતના બંદોબસ્તની સાથે દુકાળની પણ દર દસ બાર વરસે આવે જ એવી વ્યવસ્થા કરી મૂકી હોય એમ માલૂમ પડે છે.

૨ ફિરિશ્તા ભા. ૧ પ્રેસ નવલકિશોર.

ઉમરાવોની નિમણૂક કરવામાં આવી. પરંતુ કાલ્પનિક યોજનાઓનો કોણ અમલ કરી શકે ? દાખલા તરીકે એક માઈલ ક્ષેત્રફળ જેટલી જમીનમાં ચાર કે આઠ કૂવા ખોદવામાં આવે તો પૂરતું પાણી મળવાથી જમીનની પેદાશ પચાસહઝાર મણ થાય. તેનું મહેસૂલ દસમા ભાગ પ્રમાણે ૫૦૦૦ મણ થાય. સાલની આખરે તેની રકમ રાજ્યના ખજાનામાં ભરવામાં આવે. ખેડૂતોને તકાવી (તગાવી) રૂપે આગળથી કેટલીક રકમો આપવામાં આવી. પરંતુ દુકાળને લઇને લોકોને એટલી:બધી જરૂરિયાતો થઈ ગઈ હતી કે તે રકમ ખેતીમાં વાપરવાને બદલે પોતપોતાને માટે ખર્ચતા. રાજ્યના ઉમરાવો ઈજારા લેતા હતા તે ઊપજના અભાવે અદા કરી શકતા ન હતા. અને લોકોની હેરાનગતી અને મુશ્કેલી જાણતા હતા તેથી તેઓ જુલ્મ કરી તેમની પાસેથી વસૂલ કરતા ન હતા. આ થી શાહી ખજાનામાં લાગો ભરી ન શકયા ત્યારે સુલતાને તેમને નાલાયક ગણ્યા. તે ભૂલથી સમજ્યો કે એ લોકો જાણી જોઈને મારા હુકમોનું પાલન કરતા નથી તેથી તેણે ધાર્યું કે જે નાના દરજ્જાના લોકોને મોટા હોદ્દા આપી આ કામ ઉપર નીમવામાં આવે તો એહસાનમંદ થવાથી ઘણી તાબેદારી ઉઠાવશે. પરિણામે આવા લોકોથી ઘણી જગ્યા પૂરવામાં આવી, જેમકે અઝીઝ ખમ્માર (દારૂના પીઠાવાળો), ભજના મુત્રિબ (ગવૈયો), ફીરોઝ હજ્જામ, મક્કા તબ્બાખ (રસોયો), લુધ્ધા બાગબાન, શેખ બાબુ (કારકૂન), માણેક જુલાહા (વણકર), મુબ્બિલ ગુલામ, વગેરે. મુલ્કની બદકિસ્મતીને લઈને જ્યાં જ્યાં એ લોકો ગયા ત્યાં ત્યાં તેમણે ર્‌યત ઉપર જુલમ કર્યો. અને આખરે કંટાળી જઈ બળવો કરવાને બધા તૈયાર થઈ ગયા. દિલ્હીને ઉજ્જડ કરી દોલતાબાદ વસાવ્યું ત્યારે હુકમ કરવામાં આવ્યો કે સલ્તનતના ઉમરાવોએ પોતાનાં મકાન ત્યાં બનાવવાં અને બૈરાં છોકરાને ત્યાં મોકલવાં. મુલતાનના નાઝિમ મલેક બહેરામ અઈબાએ એ બાબતમા બેદરકારી કરી તેથી ખાસ કરીને બાદશાહના અલી નામના એક

કારકુનને આ કામ માટે નીમવામાં આવ્યો તે મુલતાન ગયો. તેણે બાદશાહનો હુકમ સંભળાવ્યો અને તેના અમલની સત્વર માગણી કરી વળી મગરૂરીથી સખ્તાઈ શરૂ કરી બહેરામનો જમાઈ એ સહન કરી શક્યો નહિ આખરે અમીને મારી નાખવામાં આવ્યો અને પછી બહેરામ બળવા માટે તૈયાર થયો સુલતાન પડે દિલ્હીથી ફોજ લઈ આવી પહોંચ્યો. બને વચ્ચે લડાઈ થઇ તેમા બાદશાહની જીત થઈ. બહેરામ માર્યો ગયો અને કિવામુલમુલ્કને તેની જગ્યાએ હાકેમ નીમી તે પાછો આવ્યો બહઝાદ નામના રાક્ષસની તેના નાયબ તરીકે નિમણૂક થઈ ઈ સ. ૧૩૪૧ (હિ સ ૭૪૨)મા શાહુ અફગાને બહઝાદને મારી નાખ્યો અને કિવામુલમુલ્ક હારી જઇ દિલ્હી નાસી છૂટયો બાદશાહ એ બળવાને દાબવાને મુલતાન ગયો મુલતાન નજીક પહોંચ્યો, ત્યારે શાહુ અફગાન પોતાની ભૂલનો એકરાર કરી મુલતાન છોડી અફઘાનિસ્તાન તરફ રવાના થઈ ગયો આથી બાદશાહ ઉશ્કેરાઈ ગયો, અને અણસમજુ સલાહકારોએ તેને ભમાવ્યો કે મુલ્કમા બેચેની અને અશાંતિનું અસલ મૂળ આ અફગાન લોક છે સુલતાન મોહમ્મદે પણ એ વાત સાચી માની અને એ કોમ વિશે એને સંશય પેઠો તેનો નાશ કરવાને તે તૈયાર થયો એ સમય પર્યંત દક્ષિણ અને ગુજરાતમા શાંતિ હતી એનુ અસલ કારણ એ હતુ કે એ બને જગ્યાએ બે કાબેલ નાઝિમોની નિમણૂક થઈ હતી. તેઓ એક તરફ બાદશાહના વફાદાર હતા અને બીજી બાજૂ રૈયતનુ કલ્યાણ ઇચ્છતા હતા આ કારણથી એ બને જગ્યાએ કંઇ પણ તોફાન થયુ નહિ દક્ષિણમા જે કેટલાક વ્યક્તિગત તોફાનો થયા તે જેમ બને તેમ જલદીથી આસાનીથી દાબી દેવામાં આવ્યાં ગુજરાતમા અલપખાન શરફુલમુલ્ક હતો અને દક્ષિણમા સુલતાન મોહમ્મદ તગલકનો ઉસ્તાદ કતલગખાન હતો.

સુલતાન મોહમ્મદના નાલાયક સલાહકારોએ બાદશાહનુ લક્ષ એ વાત તરફ દોર્યુ કે દક્ષિણની આમદની ખજાનામા ઓછા પ્રમાણ-

માં આવે છે. જો કોઈ સારા નાઝિમની ત્યાં નિમણૂક કરવામાં આવે તો આમદનીમા વૃદ્ધિ થઈ શકે એમ છે. તેથી ઈ. સ. ૧૩૪૩ (હિ. સ. ૭૪૪) માં બાદશાહે કતલગખાનને બરતરફ કરી દિલ્હી બોલાવી લીધો અને નિઝામુદ્દીન (જેનો ખિતાબ આલિમુલ્મુલ્ક હતો) ના જેવા બિન અનુભવી શખ્સને ભરૂચથી કતલગખાનની જગ્યાએ મોકલ્યો. ત્યા તેણે પોતાની વ્યવસ્થા શરૂ કરી. તે સાથે દક્ષિણની નવી વ્યવસ્થા માટે તેણે ચાર ભાગ કરી "મલેક સરદવાતદાર" "મુખ્લિસુલમુલ્ક", "યુસુફ બગરા", અને "અઝીઝ ખમ્માર" નામના ચાર માણસને એકેક ભાગ સોંપ્યો. રૈયત કતલગખાન જેવા લાયક શખ્સની બરતરફીથી નારાજ થઈ ગઈ હતી. એટલામાં તો આ ચાર હાકેમોના અભિમાની અને જુલ્મી રાજ્યે તેમને બેહદ પરેશાન કરી મૂકી. બાદશાહના દિલમાં અફઘાનો વિશે અતિ અશાંતિ હતી અને તે તેમના તરફ વહેમ ભરેલી દૃષ્ટિથી જોતો હતો તેથી એ હાકેમોએ અફઘાનોની ખાનાખરાબી માટે કમર કસી. ઈ. સ. ૧૩૪૩ (હિ. સ. ૭૪૦)માં મલેક અઝીઝ ખમ્મારને ધાર[૧]ના ઇલાકા ઉપરાંત તમામ માળવા પ્રાંત

---

૧. આઈને અકબરીમાં જણાવવામાં આવ્યું છે કે "ધાર" ભોજરાજાનું પાયતખ્ત હતું. અહીં દ્રાક્ષનો પાક બે વખત થાય છે. પહેલી વખત ફળ મીઠાં થાય છે પ્રથમ "પવારો"નું પાયતખ્ત ઉજ્જન હતુ, પરંતુ રાજા ભોજે તે બદલી નાખ્યું. હિ સ. ૫૦૦ની લગભગમાં "પવારો"નું પાયતખ્ત નબળું પડી ગયું અને તેઓ દક્ષિણમા પૂના તરફ ચાલ્યા ગયા. મુસલમાનોના સમયમાં માળવાનું પાયતખ્ત "ધાર" હતું, ત્યાર પછી "મન્ડુ" થયું, હાલમા "ધાર" એક નાની સરખી રિયાસત છે. શહેરની વસ્તી સોળ સત્તર હજારની છે. તે મહુ અને વડોદરાની સડક ઉપર મહુથી ૩૩ માઈલ ઉપર પશ્ચિમ તરફ અને વડોદરાથી ૧૮૩ માઈલ ઉપર પૂર્વ તરફ છે. મુસલમાનોના રાજ્ય દરમ્યાન એ શહેર ઘણુ મોટું હતું. હમણાં લાલ પથ્થરની બે મસ્જિદો મરામત કરાવવા લાયક મોજૂદ છે.

ઇબ્ન બતુતા પોતે જોયેલી વાત લખે છે કે "એ માળવામા સૌથી

સોંપવામાં આવ્યો હતો. તેને જતી વખતે સુલતાને કહ્યું કે "એ અઝીઝ, સાંભળવામાં આવ્યુ છે કે મુલ્કમાં તોફાન થાય છે તે સદા અમીરોને[2] લઈને છે, અને લૂટમારના ગોખથી બીજા લોકો તેમાં ભાગ લે છે. આથી મુલ્કમાં અશાંતિ પેદા થાય છે. તેથી ધારમાં જે લોકો આ જાતનાં તોફાનો કરે છે તેમને દબાવી દેવામાં ઢીલ કરવી નહિ." અઝીઝ ખમ્માર જ્યારે ધાર પહોંચ્યો અને મુલ્કની વ્યવસ્થાના કાર્યમાંથી ફારેગ થયો ત્યારે એક દિવસ લગભગ ૮૦ સદા અમીરો જે કોમમાં સૌથી પ્રતિષ્ઠિત હતા તેમને જમવા માટે નિમંત્રણને બહાને બોલાવી તમામની કતલ કરી અને એ વાતની ખબર સુલતાન મોહમ્મદને આપી. સુલતાન આ ખૂનરેજીથી અતિ ખુશ થયો. તેણે ૫ ઉ ખિલાત મોકલ્યો, એટલું જ નહિ પરંતુ બીજા ઉમરાવોને પણ મોકલવાને કહ્યું. "સદા અમીરો (અફઘાનો)ની

---

મોટું શહેર છે એ મુલ્કમાં ખેતી સુંદર થાય છે તેમા ખાસ કરીને ઘઉંની પેદાશ પુષ્કળ છે. અહીથી પાન દિલ્હી તરફ જાય છે. તે અહીથી ૨૪ મંઝિલ પર છે. આખી સડક ઉપર પાથરના સ્તંભ દાટેલા છે. તેના ઉપર અંતર કોતરવામા આવેલું છે એ શહેર શેખ ઈબ્રાહીમ મારદીપીની જાગીરમા છે. અહીંના ખરબૂજાં ઘણા મીઠા હોય છે. ટેકરી ઉપર એક મઠ છે, ત્યાથી મુસાફરોને બંને વખત ખાવાનું મળે છે, (ભા. ૨ પ્રકરણ ૮)

૨. મિરાતે મોહમ્મદી પૃ. ૪૧મા જણાવવામા આવ્યું છે કે સદા અમીરો જે વિશે ફાર્બસ સાહેબે ભૂલથી અમીરાને જદીદ (હાલના ઉમરાવો) લખ્યું છે તેનું મૂળ આ છે કે તરમશીરીનનો જમાઇ અમીર નવરોઝ ઘણા લોકોને સાથે લઈને હિંદમા આવ્યો અને સુલતાન મોહમ્મદ તગલકની નોકરીમા રહ્યો. તેઓમાથી જે લોકો એક હજારના લશ્કરના અમલદાર હતા તેમને 'હઝારા' અને જેઓ એકસો ના અમલદાર હતા તે 'સદા' નામથી ઓળખાતા હતા. ત્યાર પછી એ હઝારા અને સદા અમીરો દરેક ઠેકાણે ફેલાઈ ગયા અને ધીમે ધીમે બળવાન થયા માળવા, ગુજરાત અને દક્ષિણમા એમની સંખ્યા મોટી હતી. સદા અમીરોને તુર્કી ભાષામા 'યૂઝબાશી' પણ કહેવામા આવે છે ( લુગાતે કિશ્વરી, પ્રેસ નવલકિશોર).

હકૂમત તરફથી ફક્ત એ કારણથી કતલ કરવામાં આવે છે કે તેઓ અફઘાન છે" એવી ખબર જ્યારે ગુજરાત, માળવા અને દક્ષિણમાં ફેલાય છે ત્યારે એક છેડેથી બીજે છેડે સુધી એક આમ અશાંતિ ફેલાઇ ગઇ. માળવા અને ધારના સદા અમીરો નાસીને ગુજરાતમાં આવી રહ્યા. અહીં આપસમાં મસલત કરી બળવાનો ઝંડો ઊંચો કર્યો. આ બનાવ ઇ. સ. ૧૩૪૪ (હિ. સ. ૭૪૫) નો છે.

## મલેક મોહમ્મદ શરફુલ્મુલ્ક અલપખાન

### ગુજરાતનો નાઝિમ (ઈ સ. ૧૩૨૪–હિ સ. ૭૨૫)

સુલતાન મોહમ્મદ તગલકે તખ્તે શહેનશાહી પર બિરાજમાન થઈ બાંધકામ ખાતાના અધિકારી (મીરે ઈમારત) અહમદ અયાઝને 'ખ્વાજા જહાન'નો ખિતાબ અર્પણ કર્યો અને તેને વડો પ્રધાન બનાવ્યો, મલેક મોહમ્મદ શરફુલમુલ્ક (બિન કતલગખાન) ને અલપખાન[1] નો ખિતાબ આપી ગુજરાતનું નાઝિમ[2]પદ સુપ્રત કર્યું; મલેક શિહાબુદ્દીનને 'મલેક ઇફ્તિખાર'નો ખિતાબ આપી તેને નવસારી પ્રાંત જાગીરમાં આપ્યો,[3] મલેકુત્તુજ્જાર(જેનુ વેવિશાળ મલેક ગાઝીની સાવકી પુત્રી સાથે થયું હતુ તેને) વડોદરામાં[4] જાગીર આપી. વળી ખુદ અલપખાન નાઝિમની જાગીર પણ ગુજરાતમાં જ[5] મુકરર થઈ. તાજુદ્દીન ઇબ્નુલ્-કોલમી નામના તુર્કસ્તાની વેપારીને ખંભાતનો મહેસૂલ અમલદાર[6]

---

૧. પાલણપુરમા આવેલા માલણ ગામના હિ સ. ૭૨૬ના શિલા-લેખ ઉપરથી. એમ જણાય છે કે તે પછી તેને કતલગખાનનો પણ ઈલ્કાબ મળ્યો હતો.

૨ ઝિયા બર્નીએ 'વાલી' શબ્દનો ઉપયોગ કર્યો છે. એ અરબી શબ્દ છે અને આજકાલના ગવર્નરના અર્થમા એનો ઉપયોગ થયો છે.

૩ ફરિશ્તા, રાસમાળામા ભૂલથી મલેક ઈફ્તિખાર લખવામા આવ્યું છે

૪. ઈબ્ન બતૂતા,

૫ ફરિશ્તા.

૬. ઇબ્ન બતૂતા ભાગ ૨, પ્રકાશ ૧, ફૅસલ ૧

બનાવ્યો. કેટલાક દિન બાદ મલેક મુકિબલને નાયબવિઝારત[૭] આપી યાને નાયબ સુબેદાર બનાવી ગુજરાત મોકલ્યો. અને ફરિસ્તાના કહેવા પ્રમાણે વડાપ્રધાન ખાન જહાનને ગુજરાતનો સિપાહસાલાર બનાવ્યો. અલપખાને અતિ ચાલાકી અને સાવચેતીથી ગુજરાત

૭. આ વાત માટે પણ સંશોધન કરવું જરૂરી છે કે 'વિઝરત' અને 'નાયબ વિઝારત'નો શો અર્થ થાય છે સામાન્ય રીતે લોકો વઝારતનો જે અર્થ સમજે છે તેનો ઉપયોગ અહીં પણ કરે છે અને ખરેખર એ અર્થ તદ્દન ખોટો છે. તેથી ઘણું કરીને એ જ કારણથી ગુજરાતના ઇતિહાસમાં ખાસ કરીને લોકો મલેક મુકિબલ વિશે ગેરસમજમાં પડયા છે કે મલેક મુકિબલ વડાપ્રધાન અહમદ અયાઝનો ગુલામ હતો. પછી જ્યારે તેને માટે નાયબ વઝીર કહેવામાં કે લખવામાં આવ્યું ત્યારે લોકો સમજ્યા કે અહમદ અયાઝ વડાપ્રધાનનો નાયબ અને ખુદ વડાપ્રધાન ગુજરાતનો નાઝિમ હતો. ઘણું કરીને એ જ કારણથી મિરાતે મોહમ્મદીમાં અહમદ અયાઝનું નામ નાઝિમોમાં ગણવામાં આવ્યું છે. પરંતુ જ્યાંસુધી મારા સંશોધનનો દાયરો પહોંચે છે તે ઉપરથી હું એ નિર્ણય પર આવ્યો છું કે અહમદ અયાઝ કદી ગુજરાતનો નાઝિમ થયો ન હતો. ઝિયાબર્નીના સમકાલીન ઇબ્ન બતુતાને પણ આ બાબત વિશે ગેરસમજ ઊભી થઇ છે. અને તે પણ મલેક મુકિબલને નાયબ વડાપ્રધાન સમજતો હતો. ફરિશ્તાએ ફક્ત આટલું જ લખ્યું છે કે અહમદ અયાઝને 'ખાન જહાન'નો ખિતાબ આપી ગુજરાતનો સિપાહસાલાર બનાવવામાં આવ્યો. પરંતુ બીજા તમામ ઇતિહાસોમાં આ બનાવ વિશે ઉલ્લેખ નથી. અને તેઓ વડાપ્રધાન હોવાનો પુરાવો આપે છે બંનેનું સંયોજન સંભવિત છે. પરંતુ કંઇ સાબિતી નથી અને કોઇ ઇતિહાસમાંથી એ માટે સમર્થન મળતું નથી. આથી મારી ધારણા પ્રમાણે કર્નલ વૉટસને મલેક મુકિબલ સાથે નાયબ વઝીર શબ્દ જોઈ ખાન જહાનને ગુજરાતનો નાઝિમ માની લઈ લખી માર્યું. તે જ પ્રમાણે ફરિશ્તાનું સિપાહસાલાર લખવું પણ ભૂલભરેલું છે, કારણ કે સુલતાન મોહમ્મદ તઘલકના જમાનામાં સિપાહસાલારનો હોદ્દો એટલો નીચો હતો કે તે વડાપ્રધાન માટે કોઇ પણ રીતે યોગ્ય ન ગણાતો. ઇબ્ન બતુતાના સમકાલીન શિહાબુદ્દીન દમશ્કીએ પોતાના ગ્રંથ મસાલિકુલ અબ્સાર ભાગ ૨માં મોહમ્મદ તઘલકનું વૃત્તાંત લખ્યું છે તેમાં હોદ્દાનો ક્રમ આવી રીતે બતાવવામાં આવ્યો છે:

પ્રાતમાં શાંતિ અને સલામતી રાખી ઈ. સ. ૧૩૨૧ (હિ. સ. ૭૨૭[1])માં

---

(નયાબતે વિઝારત) વિઝારતનું નાયબપદ મુગીસુદ્દીન અમૂરિજાને આપી દેવગીર મોકલ્યો. પૃ૦ ૩૯૮

વળી એક જ-યાએ લખે છે કે ' દેવગીરની વિઝારત ઈમાદુલમુલ્ક સરીર સુલતાનીને અને ધારની (નયાબતે વિઝારત) વિઝારતનું નાયબપદ

સુલતાન તગલકનો ભાણેજ[1] જેને દક્ષિણમાં સાગરનો હાકેમ બનાવવામાં આવ્યો હતો તે પોતાની હાલતનો અન્દાજ કાઢી બળવાખોર થઈ ગયો. ખાજા જહાન અહમદ અયાઝને દિલ્હીના ઉમરાવો[2] સાથે તે બળવો દાબી દેવાને મોકલવામાં આવ્યો અને સાથે સાથે અલપખાનને પણ હુકમ કરવામાં આવ્યો કે ગુજરાતની ફોજે એમાં ભાગ લેવો. પરિણામે એ ફોજ મોકલવામાં આવી, અને તે સફળ થઈ. લગભગ ઈ. સ. ૧૩૩૯ (હિ. સ. ૭૪૦) પર્યંત એણે ગુજરાતમાં હકૂમત કરી[3] અને તેના અમલ દરમિયાન કોઇપણ જાતનું તોફાન કે

---

ફસાદે દેખાવ દીધા નહિ.[૧] પરંતુ શાંતિ જાળવી રહી. જોકે તે સમયે હિંદુસ્તાનમાં કોઇપણ સૂબો એવો ન હતો કે જ્યાં ફસાદ તોફાન ન થયું હોય. તેના જ સમયમાં (હિ. સ. ૭૨૬ માં) પાલનપુરમાં આવેલા માવણુ ગામમાં સફેદ પથ્થરની એક જામે મસ્જિદ તૈયાર કરવામાં આવી હતી. તે બે મજલાની માગરોળની જામે મસ્જિદ જેવી હતી. તેની જ સાથે માલોલનો કિલ્લો પણ બંધાવવામાં આવ્યો હતો. તે ઉપરનો શિલાલેખ ઉકેલાતો નથી, પરંતુ જે કંઈ ઉકેલાયું છે તે નીચે પ્રમાણે છે "ખાનુલઆઝમ ઉલૂગખાન (ખુદા તેનું આયુષ્ય લાંબું કરે) ન્યાયી, સખી, માયાળુએ જામે મસ્જિદ તથા માલોલનો કિલ્લો બંધાવ્યો. વડા થાણેદારના હુકમથી મલેક ઝિયાએ તે તૈયાર

કરવામાં આવ્યો ત્યાં તોફાન થયું ઇતિહાસોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે બાદશાહે સ્વર્ગદ્વારમાં રહી જે જે કામો કર્યાં તેમાંનું એક કામ નાઝિમોને બરતરફ અને નિમણૂંક કરવાનું હતું સંશોધન કરવાથી એ સ્થાને બાદશાહનું રહેવાનું હિ. સ. ૭૩૯-૪૦-૪૧માં થયું હોય એમ માલૂમ પડે છે અને એ જ સાલમાં કતલગખાનની બરતરફી પણ થયેલી જણાય છે. ઉપરાંત અદના દરજ્જાના લોકોને ઊંચા હોદ્દા ઉપર ચડાવ્યાનું પણ જોવામાં આવે છે. આ ઉપરથી એમ કલ્પવામાં આવે છે કે બહુધા હિ. સ. ૭૪૦ પર્યંત અલપખાન નાઝિમ રહ્યો.

આપ્યો મહાન, ન્યાયી, સખી, બહાદુર ઉલગખાન બાદશાહે કર્યું ત્યારે શેખ મસઉદે તારીખ લખી હિ સ ૭૨૬ના રજબ મહિનાની ૫ મીને રવિવાર "

### મલેક નજબા ગુજરાતનો નાઝિમ–[1]

### મલેક મુકિબલ તિલંગી નાયબ નાઝિમ

ઈ સ ૧૩૩૯ (હિ સ ૭૪૦)

---

૧ "ગુજરાતના નાઝિમ'ના નામ વિષે તારીખોમા મતભેદ છે મિરાતે અહમદીના ઉર્દૂ તરજૂમા (છપાયેલ મુંબઈ)મા "બખ્તાવર' છે અને અસલ ફારસી (છપાયેલ મુંબઈ)મા ' બખ્તયાર" લખવામા આવ્યુ છે તબકાતે અકબરી છપાયેલ કલકત્તા, પૃ૦ ૨૧૫ અને છપાયેલ નવલકિશોર પૃ૦ ૧૦૮મ 'મકબુલ' છે ઝિયા બર્ની પોતાની "તારીખે ફીરોઝશાહી છાપેલ કલકત્તા પૃ૦ ૫૦૫મા "નજબા" જણાવે છે, હકીકતમા પણ સાચુ એ જ છે અર્થાત્ ' નજબાન ' મારી માન્યતા મુજબ 'બખ્તયાર અને 'બખ્તાવર' બન્ને ખોટા છે કારણ કે એ બન્ને શરીફ પુરુષોના નામ હોઈ શકે અને ઇતિહાસકારો એકમત છે કે એ શખ્સ હબશી જાતનો એક ગુલામ ગુલામનો છોકરો હતો તેમના સાથી જેના આગમનમા વૃદ્ધિ કરવામા આવ

નાયબ નાઝિમ મલેક મુકિબલ નિઝામી જેનું અસલ નામ કાનુ હતું તે ખરેખર નવ મુસ્લિમ હતો. એ પહેલાં મુલતાનમાં રહ્યો હતો. તેનો "કિવામુલમુલ્ક" ખિતાબ હતો. હવે 'ખાન જહાન'નો ઈલકાબ આપી તેને ગુજરાત મોકલવામાં આવ્યો. આ બને દરજ્જાથી ગુજરાતના મહાન મહાન પુરુષો અને ઉચ્ચ દરજ્જાના લોકો નારાજ થયા. તેઓ તેના હાથ નીચે રહેવાનું નાપસંદ કરવા લાગ્યા જેમકે તાજુદ્દીન ઈબ્નુલ કોલમી એક તુર્કસ્તાની વેપારી હતો. તે તુર્કસ્તાન, મિસર, હિન્દ, સિલોન અને

બદાયૂની અને મિરાતે મોહમ્મદીમાં ગુજરાતનો નાયબ વઝીર લખવામાં આવ્યું છે તબકાતે અકબરીમાં "ગુજરાતનો નાયબ" લખ્યું છે અને ફરિશ્તાએ ગુજરાતનો વઝીર જણાવ્યો છે, મેં પાછલા હાસિયાની નોંધમાં જણાવ્યું છે કે વઝીર અને નાયબ વઝીરનો અર્થ નાઝિમ અને નાયબ નાઝિમ થાય છે ગુજરાતના નાયબનો અર્થ પણ નાઝિમ છે; જેમકે ઝિયાબર્ની અને બીજી તારીખો ઉપરથી માલૂમ પડે છે. સામાન્ય તારીખો ઉપરથી એ વાત તદ્દન સ્પષ્ટ થઈ છે કે મલેક નબ્બાને ગુજરાતનો નાઝિમ બનાવવામાં આવ્યો હતો અને ગુજરાતના બળવા પ્રસંગે મલેક મુકિબલ નાયબ વઝીર હતો. એટલે ગુજરાતનો વઝીર કે ગુજરાતનો નાયબ, મલેક મુકિબલ અહમદ અયાઝનો ગુલામ કદી થયો નહતો. બનાવો અને સાલના ક્રમ ઉપરથી એ

મદ્રાસના સ્થળોમાં વેપાર કરતો હતો. જ્યારે તેણે મિસરના મશહૂર બંદર એલેક્ઝાન્ડ્રિયામાં મુકામ કર્યો હતો ત્યારે તેણે એક મહાન આલીશાન મદ્રેસા બંધાવી હતી. એક વખત તુર્કસ્તાનથી ઘણી કીમતી ભેટો જેવી કે ગુલામ, ઊંટ, કપડાં અને હથિયાર વગેરે બાદશાહ માટે લઈ આવ્યો. બાદશાહ ઘણો ખુશ થયો અને તેને ૧૨ લાખ અશ્રફી (દીનાર) આપ્યા. એમ કહેવાય છે કે તેની ભેટોની કીમત એક લાખથી વધારે ન હતી. બાદશાહે તેની ખંભાતના હાકેમ તરીકે નિમણૂક કરી. એ ઇલાકો નાયબ વઝીર (નાયબ સુબેદાર) મલેક મુકિબલના હાથ નીચે હતો. ઇબ્નુલકોલમી ખંભાત પહોંચ્યો અને ત્યાંથી મદ્રાસ અને સિલોન (લંકા)માં જહાજ મોકલવાનું શરૂ

મલેકુલહુકમાને મુન્સિફ નીમી ફેંસલો કરવાનો હુકમ આપ્યો. આનો નિકાલ થાય તે પહેલાં બાદશાહ તરફથી સદા અમીરોને ગિરફતાર કરવાનો હુકમ આપ્યો. મલેક મુકિબલે મલેકુલહુકમાને ખંભાત જઈ કાઝી જલાલ અને બીજા સદા અમીરોને કઈપણ યુક્તિ રચી લઈ લાવવા ફરમાવ્યું. મલેકુલહુકમા કાઝી જલાલને મળ્યો અને તેને શાહી માગણીની જાણ કરી. એ બન્ને એક જ સ્થળના વતની હતા તેથી સાચી વાત પણ કરી દીધી કાઝી જલાલ મલેકુલહુકમાની સલાહથી ૩૦૦ બખ્તરિયા સાથીઓને સાથે લઈ મલેક મુકિબલ પાસે આવ્યો. એ વખતે તેને પરહેજ કરવો મુશ્કેલ જાણી મલેક મુકિબલે તેમને નીડરપણે પાછા જવાનો હુકમ કર્યો. એ સમય દરમ્યાન માળવા અને ધારના સદા અમીરો ત્યાંથી નાસી ગુજરાતમાં આવ્યા અને વડોદરા તેમજ ડભોઈના પોતાના કોમી ભાઈઓને મળી પોતાનો જાન બચાવવાની કોશિશ કરવાનો ઠરાવ કર્યો. આથી વડોદરા અને ડભોઈના સદા અમીરોએ પોતાનો જથો તૈયાર કર્યો. મલેક મુકિબલ ગુજરાતનું મહેસૂલ તથા ત્યાંની બેરો લઈ દિલ્હી જતો હતો અને સંભવિત છે કે અશાંતિ હોવાના કારણે આબુનો રસ્તો છોડી વડોદરા અને ડભોઇ તરફથી જવાનો ઈરાદો રાખતો હતો. સદા અમીરોને એ બાબતની ખબર કોઈ ઠેકાણેથી પડી ગઇ અને તકનો લાભ લેવાનું ચૂકયા નહિ અને મલેક મુકિબલ ઉપર અચાનક આવી પડયા. મુકિબલ મુકાબલો કરી શકયો નહિ અને નહરવાલા નાસી છૂટયો. સદા અમીરોએ શાહી બેરો સહ તમામ ખજાનાનો કબજો લીધો. તેની સાથે ઈબ્નુલકોલમી અને બીજા વેપારીઓનો માલ પણ લૂંટાઈ ગયો. ઈબ્નુલકોલમી ત્યાંથી નાસી છૂટી ખંભાત ચાલ્યો ગયો. મલેક મુકિબલે એ ખબર દિલ્હી સુલતાન મોહમ્મદ તગલકને પહોંચાડી. હિ. સ. ૭૪૫ (ઈ. સ. ૧૩૪૪)ના રમઝાન માસની આખરે સુલતાને એ ખબર સાંભળી પંડે ગુજરાત પહોંચી એ બળવો દબાવવાની ઇચ્છા કરી, પરંતુ રાજ્યના મુખ્ય સલાહકારો

એ વિશે એકમત ન હતા. એટલે સુધી કે કતલગખાન જે શાહનો ઉન્માદ પણ હતો તેણે ઇતિહાસકાર ઝિયાબર્ની મારફત સંદેશો મોકલ્યો કે આવા મામુલી ફસાદના કારણે હુઝૂરે જાતે ગુજરાત જવાનો બંદોબસ્ત કરવો નહિ. આ તો એક મામુલી તોફાન છે. હુઝૂર જો પરવાનગી આપે તો હું થોડા દિવસમાં આ ફસાદની આગને હોલવી નાખી શકું. પરંતુ સુલતાને આ હિતેચ્છુની સલાહ ન માની અને તૈયારી કરવાનો હુકમ કર્યો. અઝીઝ ખમ્મારને જ્યારે ખબર પડી કે સદા અમીર નાસી છૂટી ગુજરાત પહોંચ્યા અને ત્યાં લૂંટ-

કરવાનું આવશ્યક લાગ્યું. કાઝી જલાલ મલેક મુકિબલને મળી પાછો આવ્યો ને ડભોઈ અને વડોદરાના સદા અમીરો વિશેની હકીકતોથી વાકેફ થઇ નીડર થઈ ગયો. ખંભાતના સરકારી ખઝાનાનો કબજો લીધો અને પછી સામાન્ય રીતે ખંભાત લૂંટી લીધું. આ જ બળવામાં ઈબ્નુલ કોલમી વેપારી અને મિસરના અબ્બાસી ખલીફાના વારિસ શેખુશ્શુયૂખ રુકનુદ્દીન પણ લૂંટાઇ ગયા અને બંને ત્યાંથી નાસી છૂટી દિલ્હી પહોંચ્યા. શેખુશ્શુયૂખ અહીંથી બાદશાહના દરબારમાં હાજર થયા ત્યારે સુલતાને મશ્કરીમાં કહ્યું, "ધન લઇ ખૂબસૂરત માશૂક સાથે લહેર કરવાને તું આવ્યો. ધન લેવાને બદલે સિર મૂક." ત્યાર પછી તેણે કહ્યું: ધીરજ ધર. હું દુશ્મનો પાસેથી બદલો લઈશ. અને ખુદાની ખાહિશ હશે તો બે કે ત્રણગણું આપીશ' ઇબ્ન બતૂતા કહે છે કે જ્યારે હું હિંદુસ્તાનથી ચાલી નીકળ્યો ત્યારે મને ખબર પડી કે બાદશાહે પોતાનો વાયદો પૂરો કર્યો.[1] હવે તોફાન ખંભાતથી માંડી વડોદરા અને ડભોઈ થઈ નહરવાલા પર્યંત ફેલાઈ ગયું. સદા અમીરો ઘોડા, હથિયાર, ધન અને દોલત મેળવી તાકતવાળા થયા. અહીંતહીંના બદમાશો પણ ફોજમાં જોડાઈ જઈ સંખ્યા વધારતા રહ્યા. ટૂંકમાં અઝીઝ ખમ્માર સાથે એ સદા અમીરોએ મુકાબલો કર્યો ત્યારે તેમની સ્થિતિ સારી અને મજબૂત હતી અને અફસરો પણ અનુભવી હતા. અઝીઝ ખમ્માર ઘરમાં વાઘ જરૂર હતો, પણ રણશૂરો તો ન જ હતો. આથી જ્યારે લડાઇ શરૂ થઇ અને અઝીઝ ખમ્માર દુશ્મનોથી ઘેરાઈ ગયો ત્યારે તેના હાથ પગ ફૂલી ગયા હતા. તે બેભાન થઇ જીન ઉપરથી જમીન ઉપર આવી પડ્યો. સદા અમીરોએ તેને પકડી લીધો અને ખરાબ રીતે મારી નાખ્યો. શાહી ફોજ હારીને વિખેરાઈ ગઇ. બાદશાહે દિલ્હીથી પંદર કોસ દૂર સુલતાનપુરમાં મુકામ કર્યો હતો ત્યાં અઝીઝ ખમ્મારની અરજી આવી. સુલતાન એ વખતે એની જ ફિકરમાં હતો ત્યારે તેના મોતની ખબર આવી.

---

૧ ઇબ્ન બતૂતા ભા. ૨. (ગુજરાતમાં બળવો)

હિ સ. ૭૪૫ માં રમઝાન મહિનાના છેલ્લા ભાગમાં બાદશાહનો મુકામ ત્યાં જ હતો ત્યારે આ ખબરે તેને બહુ પરેશાન કર્યો. મુઈઝુદ્દીનને આગળ રવાના કર્યો. અને જાતે તરત જ પાછળ સતત કૂચ કરતો ગુજરાતની સરહદમાં પહોંચ્યો. મુઈઝુદ્દીનને તમામ રસાલા સાથે નહરવાલા જવાનો હુકમ કર્યો. અને પોતે લશ્કર સાથે આબુ પહાડ તરફ ચાલ્યો અને નહરવાલાને ડાબી બાજૂએ છોડ્યું. એવી રીતે સદા અમીરોને એવો ખ્યાલ હતો કે બાદશાહ પણ નહરવાલામાં હશે, પરંતુ તે એ રસ્તેથી વડોદરા અને ડભોઈ પહોંચી તેમની સામે આવ્યો. સુલતાને એક સરદારને લશ્કર સાથે તેમની સામે લડવાને

ર્યો. આદશાહ ભરૂચ પહોંચ્યો ત્યારે તેણે મલેક મકબૂલ નાયબ વઝીરુલ્‌મમાલિકને તેની પૂંઠ પકડવાનો હુકમ કર્યો અને દિલ્હીના

---

મોકલવામાં આવ્યું. અને તેનું ધડ વડોદરા શહેરના કોટ ઉપર લટકાવવામાં આવ્યું ત્યારપછી આગળ ચાલતાં ખંભાત વિષે લખે છે કે શમ્સુદ્દીન કુલાહ-દૂઝ (ટોપી બનાવનાર)નું મકાન પણ મોટું છે કાઝી જલાલે બળવો કર્યો ત્યારે શમ્સુદ્દીન નાખુદા ઈલિયાસ (જે પ્રથમ અલીનો હિંદુ હતો) અને મલેકુલહુકમાએ એ શહેરમાં આશ્રય લીધો અને શહેરની આસપાસ ખાઈ ખોદવાનું શરૂ કર્યું, કારણ કે તેને કોટ ન હતો તેની હાર થઈ અને ગાઝી લશ્કર શહેરમાં દાખલ થયું ત્યારે એ ત્રણે એ મકાનમાં ઘુસી ગયા અને ગિરફતારીના ડરને લઈને એક બીજાને કટારથી મારી નાખવાનો ઈરાદો કર્યો. તેઓમાંના બે તો મરણ પામ્યા અને મલેકુલ્‌હુકમા ન મર્યો. મલકુલ્‌હુકમાના બળવામાં ભાગ લેવાના કારણ વિષે તે લખે છે કે એ શહેરમાં નજમુદ્દીન જીલાની નામનો એક સારો દેખાવડો માલદાર વેપારી હતો. તેણે

અમીરો અને ભરૂચના સદા અમીરોને તેમની સાથે મોકલ્યા. મલેક મકબુલ નર્મદા નદીના કિનારે એ બળવાખોરો ઉપર તૂટી પડયો. તેમાંથી ઘણા માર્યા ગયા અને તેમના કુટુંબ કબીલાને ગિરફતાર કરવામાં આવ્યા. કેટલાક લોકો ઘોડાની પીઠ ઉપર જીન વગર સવાર થઇ સાલેર અને માલેર પહાડના હાકેમ પાસે ગયા. મન્ઝર હાકેમ માનદેવે તેમને કેદ કર્યા અને તેમના તમામ સામાન, જવાહિર વગેરે તેમની પાસેથી છીનવી લીધાં. મલેક મકબૂલે ફરીથી કેટલાક દિવસ થંભી જઈ ભરૂચના સદા અમીરોની સુલતાનના હુકમથી એકી વખતે કતલ કરી તેમનામાંથી જે બચી ગયા તે બધા દક્ષિણમાં ગયા અને કેટલાકે ગુજરાતના બિનમુસ્લિમ હાકેમોને ત્યાં આશ્રય લીધો. સુલતાન મોહમ્મદ તઘલક ભરૂચ પહોંચ્યો થોડા દિવસ ત્યાં

ની કતલ પણ આ જ કારણસર કરવામાં આવી હતી. શેખ અલી હૈદરી ખંભાતમાં રહેતો હતો. તેમનો પ્રભાવ દૂર પર્યંત પહોંચતો હતો. સોદાગરો ખાસ કરીને સમુદ્રમા તેમના નામની માનતા રાખતા હતા અને તેમની સામે આવતા ત્યારે તેને સલામ કરતા હતા. શેખ પ્રેરણાથી ઘણીખરી બાબતો કહી દેતા હતા. કેટલીક વખત કોઇ સોદાગર એક મોટી બાધા રાખતો અને શેખની સામે તેનાથી કમ મકતો ત્યારે શેખ તેને વાકેફ કરતા. ટૂંકમાં તેમની આ જ્ઞાનની અદ્‌ભુત શક્તિના દાવાને લઇને દૂર તેમજ નજીકમાં દરેક જગ્યાએ તેમની ખ્યાતિ પ્રસરી, એટલુ જ નહિ પણ લોકો તેમના પ્રભાવથી અંજાતા હતા. કાઝી જલાલે ખભાતમા બળવો કર્યો ત્યારે બાુધા આર્શીર્વાદ માટે તે શેખ પાસે પણ આવ્યો હતો. બાદશાહને ખબર પહોંચી કે શેખે કાઝી જલાલ માટે દુઆ કરી છે તથા પોતાના માથા ઉપરની ટોપી તેને આપી છે, વળી એ પણ ખબર પહોંચી કે શેખ હૈદરીએ કાઝી જલાલના હાથ ઉપર પ્રતિજ્ઞા લીધી છે. કાઝીની હાર પછી બાદશાહે શરફુલમુલ્ક અમીર બખ્તને ખંભાતમાં રહેવાનો હુકમ કર્યો કે જેથી તમામ બળવાખોરોને શોધી તેમનો નાશ કરે. કેટલાક ધાર્મિક વિદ્વાનોને તેની સાથે મોકલ્યા કે જેથી તેમના ફતવા મુજબ અમલ કરે. શરફુલમુલ્કે શેખને બોલાવી તપાસ કરી તો સાબિત થયું કે તેમણે પાઘડી ( ટોપી ) આપી હતી તેમજ દુઆ પણ કરી હતી. વિદ્વાનોએ શેખને કતલ કરવાનો ફતવો આપ્યો. પરંતુ જલ્લાદે તલવાર ચલાવી ત્યારે તેમના ઉપર કંઈપણ અસર થઈ નહિ. લોકોએ માન્યું કે આ કરામત જોઇ હવે એમને છોડી મૂકવામાં આવશે પરંતુ શરફુલમુલ્કે બીજા જલ્લાદને હુકમ કર્યો. તેણે તુરત જ તેનું માથું ઉડાવી દીધું. ગુજરાતનો બળવો હવે ખતમ થઈ ગયો હતો અને દરેક બાજૂ શાંતિ અને સલામતી નજરે પડતી હતી. બળવાખોરો વિખેરાઇ જઈ પરેશાનીમાં દૂરદૂરનાં સ્થળોમાં પહોંચી ગયા હતા. સુલતાન મોહમ્મદ તગલકે ભરૂચમાં મુકામ કર્યો હતો અને એમ જણાતું હતું કે હવે મામલો બગડી

ગયો; પરંતુ એટલામાં સુલતાને મજદુલમુલ્કનો ઇલ્કાબ ધરાવનાર અને રૂકનુદ્દીન થાનેસરીના પુત્ર ઝૈનબન્દાને દેવગઢ (દોલતાબાદ) જઈ તમામ તોફાની સદા અમીરોનો નાશ કરવાનો હુકમ આપ્યો. તેમના રવાના થયા પછી કંઈક વિચાર કરી એ નામવર[૧] અમીરોને કતલગખાનના ભાઈ આલેમુલમુલ્કનો ખિતાબ ધરાવનાર નિઝામુદ્દીનની પાસે મોકલી એમ ફરમાવ્યું કે દક્ષિણના તમામ સદા અમીરોને દોઢ હજાર સવારોના રક્ષણ નીચે ભરૂચ મોકલો. આથી મૌલાના નિઝામુદ્દીને હુકમ મુજબ બંને ઉમેદવારો સાથે તે બધાને ભરૂચ તરફ રવાના કરી દીધા. આ લોકો પહેલી મંઝિલ ઉપર પહોંચ્યા ત્યારે તેમના દિલમાં એવો ખ્યાલ કુદરતી રીતે આવ્યો કે આખરે આપણને બધાને શા માટે બોલાવવામાં આવ્યા હશે. કેટલીક બાબતોના સબંધ તેમજ સદા અમીરો વિશે સાંભળેલી વાતો ઉપરથી તે લોકો એ અભિપ્રાય ઉપર આવ્યા કે જરૂર સુલતાનની મરજી અમારી સર્વની કતલ કરવાની છે. પછી એ લોકોએ એવો

આ ખબર સાંભળી ડભોઈ અને વડોદરા વગેરેના સદા અમીરો અહીં તહીં વિખૂટા થઈ જઈ નાશભાગ કર્યા કરતા હતા તે સર્વ અહીં આવી જમા થયા અને તેમની તાકતમાં વૃદ્ધિ કરી. આ ખબર પાદશાહને ભરૂચમાં મળી ત્યારે તે ઘણો ઉશ્કેરાઇ ગયો અને સત્વર કૂચ પર કૂચ કરી દક્ષિણમાં પહોંચ્યો. બળવાખોરોએ પણ મક્કમતાથી મુકાબલો કર્યો, પરંતુ આખરે હાર ખાઇ ભાગ્યા. અને દોલતાબાદના ધાર કિલ્લામાં ઘેરાઈ ગયા. સદા અમીરોના મહાન સરદારો ગુલબર્ગા બીદર વગેરે તરફ નીકળી ગયા. બાદશાહે ઘેરો ઘાલ્યો અને તે ત્રણ માસ સુધી રહ્યો.[1] ઇમાદુલમુલ્ક સરતેઝને નાશભાગ કરનારાઓની પૂઠ પકડવા મોકલ્યો અને ફતેહનામું દિલ્હી રવાના કર્યું, ત્યાં વઝીરુલમમાલિકે ઉજવણી કરી. બદ્રચાચી નામના શાએરે એ ઉપર જે કસીદો (પ્રશંસા કાવ્ય) લખ્યો છે તેમની આ નીચેની શેર છે :

"બસાલે દોલતે શહ શુદ ગુર્રએ શાબાન
કે સુયે મમ્લુકત દેવગીર શુદ ફરમાન"

"દોલતશહ"માંથી અબ્જદ પદ્ધતિ પ્રમાણે હિ. સ. ૭૪૫ (ઇ. સ. ૧૩૪૪) નીકળે છે.[2] (જે દિવસે દેવગીર માટે ફરમાન કરવામાં આવ્યું તે દિવસે ૭૪૫ ના શાબાન મહિનાની પહેલી તારીખ હતી.)

ખુદ બાદશાહે દોલતાબાદના શાહી મહેલમાં મુકામ કર્યો અને દક્ષિણના ઇલાકાની વ્યવસ્થામાં રોકાયો.

આમાથી તે નચિંત થયો નહતો એટલામાં તેને ગુજરાતના બળવાની ફરીથી ખબર મળી. આથી તે અતિશય પરેશાન થયો હિ. સ. ૭૪૫ (ઇ. સ. ૧૩૪૪)નો ઝુલહજ્જ મહિનો હતો, આ ખબર સાંભળી સુલતાને ઘેરો ઘાલેલો ધારનો કિલ્લો ખુદાવંદઝાદા,

---

૧. ફરિશ્તા ભા. ૧ પૃ૦ ૨૪૦, નવલકિશોર

૨. દીવાન–બદ્ર ચાચી, નવલકિશોર.

કિવામુદ્દીન વગેરે કેટલાક ઉમરાવોને સોંપી તે ગુજરાત તરફ રવાના થયો. ગુજરાતમાં મલેક તગી નામનો ગુલામ કોઈ ફાગણને લઈને તગજ થઈ બળવા માટે તૈયાર થઈ ગયો. સદા અમીરો જે આ સમય પર્યંત છૂટા છવાયા ફરતા હતા અને દક્ષિણથી ભાગી આવ્યા હતા તેઓ તેની સાથે મળી ગયા, વળી ગુજરાતના હિંદુ જમીનદારોએ પણ તેમને સાથ આપ્યો. તે પછી મલેક તગીએ આ સંયુક્ત તાકાત સાથે લૂંટમાર શરૂ કરી અને અચાનક નહરવાલા પહોંચી મલેક મુઝફ્ફરની કતલ કરી અને શેખ મુઇઝ્ઝુદ્દીનને પરહેજ કરી તથા અન્ય કારકુનો અને હાકેમોને કેદી તરીકે સાથે લઈ તે ખંભાત પહોંચ્યો. ખંભાત જે એક માલદાર શહેર તેમજ બંદર પણ હતુ તેને લૂંટ્યુ અને તેનો કબજો કરી ભરૂચ તરફ પ્રયાણ કર્યું. ભરૂચના લોકોએ કિલ્લાનો દરવાજો બંધ કરીને બચાવ પૂરતી લડાઈ શરૂ કરી સુલતાને દોલતાબાદથી રવાના થઈ ભરૂચ જવાને કેટલીક મંઝિલ કાપી હશે, એટલામાં ઝિયાબર્ની (તારીખે ફીરોઝશાહીનો કર્તા) જે દિલ્હી શહેર તરફથી દોલતાબાદની ફતેહ માટે મુબારકબાદી આપવાને આવ્યો હતો તેની સાથે તેની મુલાકાત થઈ. રસ્તામાં બાદશાહે કહ્યુ કે મુલકમાં કેવુ અંધેર પેદા થયુ છે, તે તમે જુઓ છો? એક તરફથી દબાવી દઉં છુ તો બીજી તરફ ઊભુ થાય છે. ગુજરાત અને દક્ષિણના સદા અમીરોને જો એકી વખતે નાબૂદ કરવામાં આવ્યા હોત તો આ પરેશાની ન થાત અને આ મારા તગી નામના હરામખોર[1] ગુલામને જુઓ કે જો મેં તેને મારી

---

૧ તગી ગુલામ—"તગી" ગુલામ વિષે ઇતિહાસોમાં કંઈ વધુ હકીકત મળતી નથી કે જેનાથી તેના જીવન વિષે કાંઈ જાણવાનુ મળે. ઝિયાબર્ની પોતાની તારીખે ફીરોઝશાહીમાં એક જગ્યાએ તેને સફદરલ્મુલ્ક સુલ્તાનીનો ગુલામ લખે છે. ફરિશ્તાએ (પ૦ ૫૧૫, પ્રેસ નવલકિશોર) જણાવ્યુ છે કે સફદરલ્મુલ્ક જે પોતે અહમદ અયાઝનો ગુલામ હતો તેનો એ ગુલામ છે. તબકાતે અકબરીમાં સુલતાનનો ગુલામ જણાવ્યો છે અને તેનુ

નાખ્યો હોત અથવા તો એડનના શાહ પાસે મોકલી દીધો હોત તો આ તોફાન ન થાત. ઝિયાબર્ની કહે છે કે આનો જવાબ આપવાની હિંમત ન ચાલી. બાદશાહ એક પછી એક કૂચ કરતો ભરૂચ પાસે નર્મદા નદીને કિનારે ઊતર્યો. મલેક તગી સુલતાનના આગમનની ખબર સાંભળી ત્રણસો સવારો સાથે ખંભાત પાછો ગયો. સુલતાને મલેક યૂસુફ બગરાની સરદારી નીચે બે હજાર સવારો ખંભાત તરફ રવાના કર્યા. ચાર પાંચ દિવસમાં તે ખંભાત નજીક પહોંચ્યો. મલેક તગીએ જમાવટ કરી સુંદર મુકાબલો કર્યો. આખરે મલેક યૂસુફ બગરા માર્યો ગયો, અને શાહી લશ્કર હાર ખાઈ નાસી છૂટયું. કેટલાક લોકો સુલતાન પાસે ભરૂચ આવ્યા. આ હારથી સદા અમીરોનું જોર વધ્યું. સુલતાનને જ્યારે આ ખબર પડી ત્યારે નર્મદા ઓળંગી ભરૂચ આવ્યો. અને કેટલાક દિવસ રહી તાકીદે ખંભાત તરફ રવાના થયો. બહુધા એ જ સમય દરમિયાન જ્યારે બાદશાહે ભરૂચ અને ખંભાતમાં મુકામ કર્યો હતો ત્યારે એ વખત ખલીફા અબ્બાસી મિસરીનો કાસિદ આવ્યો જેને બહુ માન આપવામાં આવ્યું અને કીમતી ભેટો સાથે તેને વિદાય કરવામાં આવ્યો. તે વખતના ખલીફાનું નામ અલહાકેમ બે અમ્રિલ્લાહ અહમદ અબૂલ અબ્બાસ હતું, (હિ. સ. ૭૪૨–ઈ. સ. ૧૩૪૧ થી હિ. સ. ૭૫૩–ઈ. સ. ૧૩૫૨). મલેક તગીએ જોયું કે સુલતાન આ તરફનો ઇરાદો રાખે છે અને

સમર્થન ઝિયાબર્નીના (પૃ૦ ૫૧૭, પ્રેસ કલકત્તા) એક ઉલ્લેખ ઉપરથી થાય છે. ખુદ ઝિયાબર્ની સાથે વાત કરતી વખતે સુલતાને એક આ વાક્યનો ઉપયોગ કર્યો છે કે "તગી જે મારો ગુલામ છે" આ પરસ્પર વિરોધી બયાનોમાંથી કાંઈ ખરી હકીકત માલૂમ પડતી નથી. ગમેતેમ હોય પણ બળવા વખતે તે મહાન ઉમરાવમાંનો એક હતો અને તેનો ખિતાબ 'મલેક' હતો. સુલતાન મોહમ્મદ જેવા બાદશાહની વિરુદ્ધ તેણે બળવો કર્યો તે ઉપરથી એમ પણ માલમ પડે છે કે તે પ્રભાવશાળી માણસ હતો, સદા અમીરોમાંનો ન હતો. પરંતુ મોગલ હતો. તેમ છતાં તેણે બળવો કર્યો. બળવાના કારણો ઉપર તેના જીવનના બનાવોની માફક અંધકારનો પડદો છે.

લડાઈના કેદીઓને આગળ લઇ જવા મુશ્કેલ છે, તેથી તેણે સર્વની કતલ કરી જેમાં ગુજરાતનો હાકેમ શેખ મુઈઝુદ્દીન પણ શામેલ હતો. ત્યાર પછી તે ત્યાંથી અસાવલ[1] તરફ ચાલી આવ્યો. સુલતાને પણ પોતાના ઘોડાની લગામ અસાવલ તરફ ઉઠાવી. આ સાંભળી મલેક તગી નહરવાલા ચાલ્યો ગયો અને સુલતાને અસાવલ પહોંચી મુકામ કર્યો. લગભગ એક મહિનો ત્યાં રહ્યો કે જેથી ફોજનો થાક ઊતરે અને દૂબળા થઇ ગયેલા ઘોડા આરામ લઈ જાડા થાય. ચોમાસાની મોસમ હતી. ટૂંકમાં એ વખતે બાદશાહને ખબર મળી કે મલેક તગી ફોજી તૈયારી કરી નહરવાલાથી રવાના થઈ અસાવલ તરફ આવે છે અને કડી પર્યંત પહોંચી ગયો છે. બાદશાહ વરસતા વરસાદમાં ફોજ લઈ કડી પહોંચ્યો. બળવાખોરોએ પણ માથાં હથેળીમાં અને શમશેર હાથમાં લઈ ઘણી મક્કમતાથી લડાઈ કરી, પરંતુ તેઓ શાહી જંગી હાથીઓની સામે ટકી શક્યા નહિ અને હાર ખાઇ નાસી છૂટયા. કેટલાક જંગલમાં છુપાઈ ગયા અને કેટલાક નહરવાલા ચાલ્યા ગયા. લગભગ ચારસો પાંચસો આદમી ગિરફતાર થયા, જેમને મારી નાખવામાં આવ્યા.

## નિઝામુલ્મુલ્ક જૂના બહાદુર તુર્ક

ગુજરાતનો નાઝિમ (હિ. સ. ૭૪૬થી હિ. સ. ૭૬૪-ઇ.સ. ૧૩૪૫ થી ઇ સ ૧૩૬૨)

---

૧. અસાવલ—હાલમા સાબરમતી નદીના પૂર્વ કિનારે અમદાવાદની દક્ષિણે લગોલગ આવેલું એક નાનું ગામ હતુ આસા ભીલે તેને પોતાનુ પાયતખ્ત બનાવ્યુ હતું. એક સમયે એ ઘણુ રૌનકદાર હતુ. આસા ભીલના માણસો વખતોવખત ગુજરાત પર છાપો મારતા હતા. અહમદશાહ પહેલાએ તેને પૂરી શિક્ષા કરી, અને તેની સામે અમદાવાદ વસાવ્યું. ત્યારથી જ અસાવલની ઉન્નતિ થતી અટકી ગઇ, તેમ છતાં એ એક ઘણી વસ્તીવાળી જગ્યા હતી. અફસોસ કે મરાઠાઓએ વારંવાર લૂંટી તેની પાયમાલી કરી. તેનું અસલ નામ "આસાપલ્લી" હતુ જે વખત જતા "અસાવલ" થયુ.

એનું અસલ નામ હુસેન બિન મીરાન છે. મજકૂર સાલમાં તે ગુજરાતમાં આવ્યો અને વ્યવસ્થા કરવાની તેની કાબેલિયતને લઈને ઘણી ડહાપણ ભરેલી વ્યવસ્થા કરી. આ કારણથી લાંબા સમય પર્યંત તે અહીંનો હાકેમ રહ્યો. ટૂંકમાં સુલતાને મલેક યુસુફ બગરાના પુત્રને એક ફોજ આપી મલેક તગીની પૂંઠ પકડવાને નહરવાલા રવાના કર્યો. લાંબે અંતર સુધી તેની પાછળ ગયો. પરંતુ ગત પડવાથી એક જગ્યાએ ગતવાસો કર્યો. મલેક તગીએ એ તકનો લાભ લીધો. કેટલાક સવારો સાથે લઇ તે નહરવાલા પહોંચ્યો અને પોતાના કુટુંબકબીલા અને મિત્રો સાથે "કચ્છ" ("કંથકોટ") ચાલ્યો ગયો. કેટલાક દિવસ ત્યાં રહી કર્નાલ (ગિરનાર) ચાલ્યો ગયો અને ગિરનારના રાજા સાથે એ વિશે મસલત કરી કેટલાક દિવસ આશ્રયી તરીકે રહ્યો. ત્યાર પછી એમ જણાય છે કે લોકો પૂંઠ પકડતા બરાબર ગિરનાર આવી પહોંચ્યા એટલે પોતાની જિંદગી જોખમમાં જોઈ તે ત્યાંથી નાસી છૂટ્યો અને થિયા અને દમરબલાના[૧] આશ્રયમાં ચાલ્યો ગયો. બાદશાહ જીત પછી બે ચાર દિવસે નહરવાલા પહોંચ્યો અને સહસ્રલિંગ તળાવ પાસે મુકામ કર્યો, અને ત્યાં ગુજરાતની વ્યવસ્થામાં રોકાયો. એ પ્રદેશના જમીનદાર ત્યાં આવીને વફાદારીની ખાત્રી આપતા અને હુકમનો અમલ કરી બાદશાહને ખુશ કરી મોટી પદવી મેળવતા. રૈયત પણ બળવાખોરોની લૂંટમારથી બચી પોતપોતાના કામમાં ગૂંથાઈ ગઈ અને દરેક રીતે શાંતિ અને સહીસલામતી કાયમ થઇ. ગુજરાતમાં શાંતિ થવાથી તથા બાદશાહમાં તમામ ગુજરાતીઓનો વિશ્વાસ આવવાથી મંડલ (માંડલ) ના રાજા વૈતરીનો વિચાર બાદશાહ આગળ હાજર થઈ માન મેળવવાનો થયો; આથી મલેક તગીના કેટલાક શખ્સોને જે તેની સાથે મળી ગયા તેમને મારી નાખ્યા, અને તેમનાં માથાં બાદશાહ પર નહરવાલા

૧. એ સ્થળ ક્યાં છે તથા એ કોનું નામ છે તે વિશે કોઈ પણ જાતની માહિતી મળી નથી.

મોકલી આપ્યાં. આ બનાવ ઈ. સ. ૧૩૪૫ (હિ. સ. ૭૪૬) નો છે. સુલતાને પણ સમય વર્તી ખિલાત અને ઇનામ બક્ષી તેને વર્ધમાન કર્યો. આથી રાજાને આશા આવી અને હિંમત કરી બાદશાહના દરબારમાં આવી તેણે પોતાની તાબેદારી જાહેર કરી. બાદશાહ શાંત દિલે ગુજરાતનો મામલો સુધારવામાં રોકાયો હતો એટલામાં અચાનક દક્ષિણના બળવાની ખબર આવી. દોલતાબાદનું શાહી લશ્કર હારી માળવા પહોંચ્યું અને હસન કાંગુ (ગંગુ) ગુલબર્ગની ફોજને હરાવી દોલતાબાદ પહોંચ્યો. દક્ષિણમાંનું શાહી લશ્કર નાસી જવાથી તમામ દક્ષિણ હસન કાંગુના કબજામાં આવ્યું, અને પોતાનો ખિતાબ "અલાઉદ્દીન" રાખી શાહી તખ્ત પર એ બિરાજમાન થયો. જ્યારે સુલતાનને આ હકીકતની વિગતવાર ખબર પડી ત્યારે રોષમાં આવી જઈ દિલ્હીથી *અહમદ અયાઝ, મલેક બહેરામ ગઝની અને અમીર કબ્તઆને* એક બળવાન લશ્કર સાથે બોલાવ્યા. આ લોકો પણ સંપૂર્ણ તૈયારી સાથે નહરવાલા પહોંચ્યા. પરંતુ એ સાથે સુલતાનને ખબર પહોંચી કે અલાઉદ્દીન હસનની પાસે લશ્કરનો એક એવો મહાન જથો થઈ ગયો છે કે તેને હઠાવવો સાધારણ રીતે અતિ-મુશ્કેલ છે. આથી તે સમયે દક્ષિણની ચડાઇ મુલતવી રાખી, ગિરનારનો કિલ્લો ફતેહ કરવાનું સુલતાને વાજબી ધાર્યું, કારણ કે એ કિલ્લામાં શાહી

પોતાના પરિવારમાંથી લાયક શખ્સને તખ્તનશીન કરવો જોઈએ; નહિ તો રાજ્યનો વહીવટ વિશ્વાસુ લોકોને સોંપી પોતે એશઆરામમાં વખત નિર્ગમન કરવો જોઈએ." સુલતાને કહ્યુ: "જો મારી ફિકર દૂર થાય તો મલેક ફીરોઝ અહમદ અયાઝ અને મલેક કબીરને રાજ્યનો વહીવટ સોંપી હુ હજ કરવા ચાલ્યો જઈશ." પરંતુ અફસોસ કે બાદશાહને આ મોકો મળ્યો નહિ. જ્યાંસુધી સુલતાન નહરવાલામાં રહ્યો ત્યાંસુધી કત્લ અને ખૂનરેઝીથી પોતાના હાથ ન રંગ્યા. સંભવિત છે કે પાટણની ઉમદા આબોહવાની એ અસર હોય. ટૂંકમાં સુલતાને લશ્કરની તૈયારી શરૂ કરી અને વર્ષાઋતુ ઈ. સ. ૧૮૪૬— (હિ. સ. ૭૪૭) માં માંડલ અને તેરીમા ગાળી. જ્યારે હરેક રીતે દિલી શાંતિ હાસિલ થઈ ત્યારે લશ્કરને ગિરનારના કિલ્લા તરફ કૂચ કરવાનો હુકમ કર્યો. લશ્કર કૂચ કરતુ ગિરનારના કિલ્લા પર્યંત પહોચ્યુ. ખુલ્લા મેદાનમાં મુકાબલો કરવો મુશ્કેલ જોઈ રાજા ફરીથી કિલ્લામાં ભરાઈ ગયો અને ફોજે તેને ઘેરો ઘાલ્યો. અમુક વખત પર્યંત ઘેરો કાયમ રહ્યો ત્યારે મલેક તગીને પકડી સુલતાનને હવાલે કરવાનુ રાજાને ઠીક લાગ્યુ. આ વાતની મલેક તગીને ખબર પડી એટલે તે ત્યાથી નાસી છૂટી (સિંધ) નમડ (ઠઠ્ઠા) નજીક ચાલ્યો ગયો. સુલતાને લગભગ એક સાલ આ ઘેરો જારી રાખ્યો. અને એ પ્રદેશના તમામ ઇલાકા કબજે કર્યા. આખરે ચોમાસા બાદ ઈ. સ ૧૩૪૭ (હિ. સ. ૭૪૮) માં ગિરનારનો કિલ્લો જિતાયો ૧ અને તેના

સાથે કચ્છ પણ લેવાયું. સુલતાન તરફથી એક "મહેતા"ને ગિરનારમાં નાઝિમ બનાવવામાં આવ્યો. (અથવા તો આ કિલ્લો તેને બક્ષવામાં આવ્યો.) અને ગિરનારના રાજા ચોથા ખેંગાર તેમજ કચ્છના રાજાને દરબારમાં લાવવામાં આવ્યા. ત્યારપછી બાદશાહે ઉદારતાથી માફી આપી તેમના મુલકો પાછા આપ્યા. બહુધા તઘલક સમયનો એ પહેલો બળવાખોર છે કે જેને માફી આપવામાં આવી હોય. (ફરિસ્તા, તબકાતે અકબરી અને તારીખે સોરઠ.) સુલતાન તે પછી શાંતિનો એક શ્વાસ ખેંચી સમજ્યો કે ગુજરાત અને સૌરાષ્ટ્ર બળવાખોરોથી મુક્ત થયા તે પછી સૌરાષ્ટ્રની વ્યવસ્થામાં તે રોકાયો, અને સોમનાથ અને માંગરોળનો કિનારો તેમજ દીવ બેટ વગેરેનો પૂરો બંદોબસ્ત કર્યો. આ ફતેહની મુલ્ક પર સુંદર અસર થઈ. તમામ મહાન જમીનદારો અને નાના મોટા રાણા ટોળામાં ને ટોળામાં દરબારમાં આવી પોતાની વફાદારીની ખાત્રી આપતા અને નજરાણું આગળ ધરતા. સુલતાને પણ તેમને ખિલાત અને ઈનામો આપી માલામાલ કર્યા. એ જ સમય દરમ્યાન મલેક કબીરનું દિલ્હીમાં અવસાન થયાની ખબર મળી જેથી તે શોકાતુર થયો અને આ

કારણથી અહમદ અયાઝ અને મલેક મકબૂલને દિલ્હીની વ્યવસ્થા માટે મોકલ્યા. આ દિવસો દરમ્યાન રાજાને ખબર મળી કે મલેક તગી ગિરનારથી નાસી છૂટી સિંધ ઇલાકામાં ઠરી પામે રહે છે; આથી બાદશાહે સિંધ જવાનો ઇરાદો કર્યો અને એજ ખ્યાલમાં ઇ. સ ૧૩૪૮ હિ. સ. ૭૪૯ માં ગિરનારથી રવાના થઇ તે ગોંડલ પહોંચ્યો (જે ગિરનારથી ૫૮ર કોશ પર છે અને આજકાલ જેતલસર અને રાજકોટ રેલ્વે લાઇનની વચમાં આવેલુ છે). સુલતાન જ્યારે ગોંડલ પહોંચ્યો ત્યારે ક્ષયના તાવમાં સપડાયો. તેણે દિલ્હીથી ખુદાવદઝાદા[1] અને મખ્દૂમઝાદાને રાજ્યના મોટા હોદ્દેદારો અને રાજાઓના જનાના, સવારો અને પાયદળ સાથે બોલાવ્યા હતા તે સર્વ ગોંડલ પહોંચ્યા. સુલતાને પોતાની બીમારી તેમજ કાંઈક અંશે ફોજોની તૈયારીના કારણને લઈને પૂરી વર્ષાઋતુ (ઈ. સ. ૧૩૪૯–હિ. સ. ૭૫૦માં) એજ સ્થળે પસાર કરી[2] અને

૧. એ જમાનામા એ શબ્દ વિશે એમ મુકરર થયું હતું કે જો કોઈ ગોરીખાનદાનનો હોય તો તેને "ખુદાવંદઝાદા" અને અબ્બાસી ખલીફાના ખાનદાનનો હોય તો તેને "મખ્દૂમઝાદા" કહેવો.

૨. ઝિયાબર્નીએ લખ્યુ છે કે ત્રણ વર્ષાઋતુ ગુજરાતમાં ગાળી: એક સાઢલમા, બીજી ગિરનારમાં, ત્રીજી ગોંડલમા. આ ઉપરથી એમ જણાય છે કે બાદશાહ ગુજરાતમા ફક્ત ત્રણ સાલ રહ્યો. ખરી વાત એ છે કે એક વર્ષાઋતુ અસાવલમા પણ ગાળી હતી. ઈબ્ન બતૂતાના હાંસિયામાં છે કે ચાર સાલ તે ગુજરાતમાં રહ્યો. પરંતુ મારો અંગત અભિપ્રાય એ છે કે સુલતાન મોહમ્મદ તગલક ગુજરાતમાં છ સાલ રહ્યો હતો, કારણ કે ઝિયા બર્નીએ અઝીઝ ખમ્મારની હારની સાલ રમઝાન હિ. સ. ૭૪૫ (ઇ. સ. ૧૩૪૪) લખી છે, જે પછી જ સુલતાન ગુજરાતમાં આવી કાઝી જલાલનો બળવો દબાવે છે. ત્યાર પછી દક્ષિણના બળવાને લઇને સુલતાને દોલતાબાદ પહોંચી ફતેહ મેળવી. બદ્ર ચાચી નામના શાએરે આ ફતેહની તારીખ "દોલતશાહ"-માંથી (અબ્જદ પદ્ધતિ પ્રમાણે હિ. સ. ૭૪૫–ઈ. સ. ૧૩૪૪) કાઢી છે. ફરિસ્તાએ દોલતાબાદનો ઘેરો ત્રણ મહિનાનો જણાવ્યો છે. એ હિસાબે ફતેહ ઝુલ્હજ્જ મહિનામાં આવે છે. ત્યાર પછી તગીના બળવાના કારણે

જ્યાં ત્યાંથી જે જે લોકોને બોલાવ્યા હતા તે તમામ આવી પહોંચ્યા. દરેક ચીજ ઇચ્છા મુજબ તૈયાર થઇ અને એક બળવાન અને ઝબરદસ્ત ફોજ ગોંડલમાં જમા થઇ. અહીં બાદશાહની પણ તબિયત સુધરી ગઈ અને કૂચનો હુકમ કર્યો. બાદશાહને એ પણ ખ્યાલ આવ્યો કે ઠઠ્ઠા એ એક બંદર છે તેથી જમીન માર્ગે લશ્કર લઈ જવું કે ઘેરો ઘાલવો કાફી થશે નહિ. આથી હુકમ થયો કે દેવબાલપુર, મુલતાન, ઉચ્છ (સિંધ) અને સિવસ્તાનથી વહાણો ઠઠ્ઠા તરફ રવાના કરવાં. તે મુજબ આ હુકમનો અમલ કરવામાં આવ્યો. સુલતાન મોહમ્મદ તઘલક બીમારીમાંથી મુક્ત થઈ ગોંડલથી તમામ ઉમરાવો અને રાજ્યના સ્તંભરૂપી માલુમોને સાથે લઇ રવાના થયો. ઇ. સ. ૧૩૫૦ ( હિ. સ. ૭૫૧ )ના વરસના અંતે સિંધુ નદી ઓળંગી, એ જ સ્થળે એટલે કે સિંધુ નદીની પેલી પાર તંબૂમાં મુકામ કર્યો. એ જ જગ્યાએ બલ્ખના બાદશાહ અલતુન બહાદૂરે ચાર પાંચ હજાર મોગલ સવારો કૂરગન અમીરની સરદારી નીચે સુલતાનની મદદે મોકલ્યા. તેઓ બાદશાહને મળ્યા. સુલતાને તેમના તરફ દિલસોજી

બાદશાહ ફરીથી ગુજરાતમાં આવ્યો અને વરસાદને લઇને અસાવલમાં રહ્યો. ઇ. સ. ૧૩૪૫ (હિ. સ. ૭૪૬)માં આ બનાવ બન્યા પછી તે માંડલમાં આવ્યો, પછી ગિરનારઅને પછી ગોંડલ, ત્યારબાદ ઠઠ્ઠા (સિંધ) તે ચાલ્યો ગયો, જ્યાં હિ. સ ૭૫૨ ( ઇ. સ. ૧૩૫૧ )ના મોહર્રમ મહિનામાં તેનું અવસાન થયું.

હવે વિચાર કરો કે હિ. સ. ૭૪૬ (ઈ. સ. ૧૩૪૫) થી સતત તે ગુજરાતમાં રહ્યો અને ગુજરાત બહાર જવાનું બન્યું નહિ તો બેશક માનવું પડશે કે બાદશાહ હિ. સ. ૭૪૬ (ઇ. સ. ૧૩૪૫), હિ સ. ૭૪૭ (ઈ. સ. ૧૩૪૬), હિ સ. ૭૪૮ (ઇ સ ૧૩૪૭), હિ. સ. ૭૪૯ (ઇ. સ. ૧૩૪૮), હિ. સ. ૭૫૦ (ઇ. સ ૧૩૪૯), હિ. સ. ૭૫૧ (ઇ. સ. ૧૩૫૦) પર્યંત ગુજરાતમાં રહ્યો. આ હિસાબે લગભગ છ વરસ થયાં અને જો એમ માનો કે છેલ્લી સાલ સિંધની સફરમાં પસાર થઇ તો પાંચ સાલ વિશે તો કાંઈ પણ શક નથી.

તેમજ મહેરબાની બતાવી અને ઈનામો આપી ખુશ કર્યા. અહી બાદશાહ એનુમાર ફોજ લઈ (સુમરા એમના વાગ્મો તે પછી 'જામ' કહેવાવા લાગ્યા ) ના પાયતખ્ત ઠઠ્ઠાને નસિયત કરવા માટે સત્વર કૂચ કરતો ઊપડયો, કારણ કે અહી મલેક તગીએ આશ્રય લીધો હતો. ત્યાંથી ઠઠ્ઠા તરફ ત્રીસ કોશ ઉપર પહોંચ્યો ત્યારે હિ. સ ૭૫૨ ના મોહરર્‌મ મહિનાની દશમી હતી સુલતાને દિવસભર રોઝો રાખ્યો અને સાંજે ઇફતાર વખતે માછલી ખાધી જે તેની પ્રકૃતિને માફક ન આવી અને આ કારણથી ફરીથી તાવે તેની ખબર લીધી આ બીમારી હોવા છતા જહાઝમા બેસી ઠઠ્ઠાથી ચૌદ કોસ પર પહોચી ત્યા મુકામ કર્યો ત્યાં બીમારી વધી ગઈ અને આખું લશ્કર ગભરાઈ ગયુ. માંદગીમા દિવસે દિવસે વૃદ્ધિ થતી ગઈ. આખરે હિ. સ ૭૫૨ ( ઈ. સ. ૧૩૫૧ ) ના મોહર્‌રમ માસની ૨૧ મી તારીખે સુલતાન મોહમ્મદ તગલકે આ દુનિયામાંથી વિદાય લીધી.[૧]

### સુલતાન મોહમ્મદ તગલક વિગે જુદી જુદી હકીકતો

**પીરમ બેટની જીતઃ**[૨]—આ બેટ વિશે મુસલમાનોએ પોતાના ઇતિહાસોમા કાંઈપણ ઉલ્લેખ કર્યો નથી એક હિંદુ ભાટે અતિશયોક્તિ સાથે મોહમ્મદ તગલકની લડાઇનો ચિતાર આપ્યો છે, જેની મૌલવી ઝકાઉલ્લા સાહેબે પોતાની તારીખે હિંદમાં નક્લ કરી છે. હુ તેના લખાણનો સાર જણાવુ છુ. અફસોસની વાત છે કે મૌલવી સાહેબે

૧ સિયાબની, છપાયેલ કલકત્તા

૨ "પીરમ" કે "બીરમ" બેટ એક માઇલ લાંબો અને ૩૦૦થી ૫૦૦ ગજ જેટલો પહોળો ખંભાતના અખાતમા ઘોઘાથી સાડાચાર માઇલના અંતરે આવેલો છે. સમુદ્રમા એક નાની સરખી ટેકરી છે અમૂલકૃષ્ણ લખે છે કે પહેલા એ ચાંચિયાઓને રહેવાનુ સ્થાન હતું ઇ. સ ૧૮૬૫ ( હિ સ. ૧૨૭૨ ) મા બ્રિટિશ સરકારે એક દીવાદાંડી ત્યા બાધી, જે ઉપર સમુદ્રની સપાટીથી સો ફૂટની ઊંચાઇએ આઠ દીવા બળે છે હાલમાં તે એક વેરાન જેવો છે

આધાર ગ્રંથનો હવાલો આપ્યો નથી, નહિતો સાધનો પત્તો લાગી જાય એ સભવિત હતુ ગોહીલ રાજાઓમાંના "મુખી" રાજાઓ "પીરમ" નામનું શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી તે ઘણુ રોનકદાર અને આબાદ શહેર હતુ દિલ્હીના સોદાગરો એક વખત 'ઝરેબાફ" (પાણીની સાથે ભેળાયેલી સોનાની કણી)થી ભરેલી મોટા જહાઝ પીરમમા લાવ્યા પીરમના રાજાએ વરુણ (પાણીના) દેવતાના સોગન ખાઈ વચન આપ્યુ કે તમારી સાથે સુદર વર્તન કરીશ, પરંતુ જ્યારે તે પીરમમા આવ્યા ત્યારે તેમને લુટી લીધા આ ખબર સુલતાન મોહમ્મદ તગલકને થઈ તેણે એક બળવાન લશ્કર લઈ ને ઉપર હુમલો કર્યો બેટ હોવાથી કેટલોક વખત સુધી ફોજ ઘોઘા બદર પર પડી રહી આખરે જહાઝોનો બદોબસ્ત કરી પીરમ બેટમા ફોજ ઉતારવામા આવી (અથવા તો રાજા ઘોગાથી કટાળી ખુદ જહાઝમા બેસી ઘોઘા પહોંચ્યો) રાજાએ એકબહાદર રીતે જેમ મુકાબલો કર્યો બને તરફથી માણસો લડાઈમા ગયા ખુદ સુલતાનનો ભાણેજ પણ રાજાના હાથે જખમી થયો રાજાના પુત્રે મુસલમાનોની ફોજને ઘણુ નુકસાન પહોંચાડયુ

---

જીતયોં. લોકો પોતપોતાની જરૂરિયાતને કાજે આમ તેમ વેરાઈ ગયાં એ વખતે એક કોળીઓનું મોટું ટોળું આવી પડ્યું અને તેણે મલેકુતુજ્જારની કતલ કરી તમામ માલ અને અસબાબ લૂંટી લીધાં. કર્મ સંજોગે શિહાબુદ્દીન બચી ગયો. અખબારનવીશોની મારફત બાદશાહને પણ ખબર પડી. નહરવાલાની ખંડણીમાંથી ત્રીસ હજાર દીનાર (અશરફી) તેને આપવાને અને તે પોતાને દેશ પાછો જાય એવો હુકમ કર્યો. શિહાબુદ્દીને કહ્યું હું તો ફક્ત દાર-ચુંબન માટે બાદશાહ પાસે જવાની ઈચ્છા રાખું છું. આથી પરવાનગી મળતાં તે દિલ્હી પહોંચ્યો; દરબારમાં જઈ ઘણી બક્ષિસો મેળવી. એક દિવસે બાદશાહે પૂછ્યું કે શિહાબુદ્દીન ગાવઝરૂની ક્યાં છે. બહાઉદ્દીન ફલકીએ પ્રથમ તો કહ્યું કે "મને ખબર નથી." ત્યારપછી તેણે જણાવ્યું કે "કદાચ તે બીમાર છે." સુલતાને ફરમાવ્યું કે "અહીંથી જઈ હાલ તુરત જ એક લાખ ટકા ખઝાનામાંથી લઇ તેને આપી આવો કે જેથી તે ખુશ થાય." આથી બહાઉદ્દીને સત્વર તેનો અમલ કર્યો. સુલતાને હુકમ કર્યો કે "શિહાબુદ્દીન જેટલો માલ ખરીદવાની ઇચ્છા કરે અને ત્યાંસુધી તેની ખરીદી બંધ ન થાય ત્યાંસુધી કોઇ બીજાએ ખરીદે નહિ. તેને ત્રણ જહાઝ સરસામાન તથા મુસાફરીના ખોરાક સાથે મળ્યાં જે લઇ તે હુરમુઝ ચાલ્યો ગયો.[૧] ત્યાં તેણે એક આલીશાન મકાન બંધાવ્યું. એ શખ્સ મને ફરીથી શીરાઝમાં મળ્યો, સુલતાન અબુ ઈસ્હાકની બક્ષિસની ઇચ્છા રાખતો હતો. તેણે તમામ માલમતા વાપરી નાખી હતી. હિંદુસ્તાનની દોલતની એ જ સ્થિતિ છે. હિંદુસ્તાનની દોલત બાદશાહ બહાર જવા દેતા નથી. અને જો ચાલી જાય તો ખુદા લેનાર ઉપર કોઇ ને કોઈ જાતની આફત લાદે છે, જેમકે શિહાબુદ્દીનની દોલત, જે ઝઘડો તેના ભત્રીજાઓ અને હુરમુઝના બાદશાહ વચ્ચે હતો તેમાં તમામ જતી રહી. (ભા. ૨ જો પૃ. ૫, ફકરો ૧૧) એક બીજી જગ્યાએ ઇબ્નબતુતા લખે છે કે

૧. ઈરાની અખાત પાસે આવેલા એક ટાપુનું નામ છે.

સિરિયાનો અમીર, અમીર સૈફુદ્દીન ગદા જ્યારે હિંદ આવ્યો ત્યારે પાદશાહે પોતાની બહેન ફીરૂઝા સાથે તેનું લગ્ન કર્યું અને માળવા, નહરવાલા અને ખંભાત તેને જાગીરમાં આપ્યાં અને મલેક ફત્હુલ્લાની તેના નાયક તરીકે નિમણૂક કરી; પરંતુ આ અરબસ્તાનના ગણનો બિલકુલ ભટકતું જીવન ગાળનારો શખ્સ હતો; તેની કેટલીક વર્તણૂકથી બાદશાહે નારાજ થઈ તેને કેદ કર્યો અને જાગીર પાછી લઈ લીધી. (ભા. ૨ જો પૃ. ૫) મહેસૂલની બાબતમાં તે લખે છે કે હિ. સ. ૭૪૧મા ઝકાત અને ઉશ્ર (દસમો ભાગ) સિવાયની બાકીનાં તમામ મહેસૂલ અને દંડ માફ કરવાનો હુકમ કર્યો. અને જાતે અઠવાડિયામાં બે વખત સોમ અને ગુરુવારના રોજ ઇન્સાફ આપવાના ઇરાદાથી દીવાનખાનાની સામે એક મેદાનમાં બેસતો; જેમકે એક વખત એક હિંદુ અમીરે બાદશાહ ઉપર દાવો માંડયો કે બાદશાહે તેના ભાઇને વિના કારણે મારી નાખ્યો. બાદશાહ નિઃશસ્ત્ર પગપાળા કાઝીની ઑફીસમાં ગયો અને ત્યાં જઈ સલામ સાથે સભ્યતાવાળું વર્તન કર્યું. કાઝીએ દાવો સાંભળ્યા પછી વાદીનું મન મેળવી લેવાનો હુકમ કર્યો. નહિ તો વેર વાળવું એમ ઠરાવ્યું. બાદશાહે તેનું મન મનાવી રાજી કરી દીધો.

નોંધ. સુલતાન મોહમ્મદ તગલકના સમયમાં અનાજના ભાવ મસાલિકુલ અબ્સાર ભા. ૨ માં નીચે મુજબ લખ્યા છે :

| | | | | |
|---|---|---|---|---|
| ઘઉં | દર | મણના | ૧૨ જીતલ | હાલનો પૈસો તે જીતલ |
| જવ | ,, | ,, | ૮ ,, | અને સફેદ ટંકા તે રૂપિયો |
| ચોખા | ,, | ,, | ૧૫ ,, | અને ૧૪॥ પાકા શેર |
| ચણા | ,, | ,, | ૪ ,, | બરાબર એક મણ, પરંતુ |
| સાકર | ,, | ,, | ૧ સફેદ ટંકા | ફરિસ્તાએ તે વખતના શેર |
| મિસરી | ,, | ,, | ૧$\frac{1}{3}$ ટંકા | ૨૪ તોલા બરાબરનો |
| ભેંસ એકના | બે રૂપિયા | | ૧ ટંકા | લખ્યો છે. આ હિસાબે |
| બળદ એકના | ,, | | ,, | એક મણ બરાબર ૧૨ પાકા શેર થયા. |

સુલતાન મોહમ્મદ તગલક હિંદુ જોગીઓની ઘણી કદર કરતો. જેમકે ઇબ્ન બતૂતા લખે છે કે "બાદશાહ તેમને ઘણું માન આપતો અને પોતાની સાથે રાખતો. કેટલાક ફક્ત શાકભાજી ખાય છે અને કેટલાક માંસ પણ ખાય છે. પરંતુ મોટે ભાગે તેઓ શાકાહારી છે." પછી આગળ ચાલતાં પોતાના નજરે જોયેલા બનાવો વિશે લખે છે કે "બાદશાહે મને બોલાવ્યો. હું તે દિવસો દરમ્યાન પાયતખ્તમાં જ હતો. હું હાજર થયો. બાદશાહ તે વખતે પોતાના ખાનગી સ્થાનમાં હતા અને ખાસ ખાસ વઝીરો મોજૂદ હતા. બે જોગી પણ હાજર હતા એ જોગીઓ રજાઈ ઓઢી રાખે છે અને શિર પણ ઢાંકેલું રાખે છે, કારણ કે તેઓ માથાના વાળ રાખથી ઉખેડી નાખે છે. જેમકે બીજા લોકો બગલના વાળને કાઢી નાખે છે. બાદશાહના હુકમ મુજબ હું બેસી ગયો. બાદશાહે તેમને કહ્યું, આ શખ્સ ઘણે દૂરથી આવ્યો છે. તમે એને કોઈ એવી ચીજ બતાવો જે એણે પહેલાં કદી જોઈ ન હોય. તેમણે કહ્યું - ઠીક ત્યાર પછી તેમાંનો એક જોગી આસન લગાવી પલાંઠી વાળી બેઠો અને ધીમે ધીમે જમીન ઉપરથી ઊંચો થતો ગયો, અને અમારા ઉપર હવામાં અધર લટકતો દેખાવા લાગ્યો. મને ઘણો અચંબો થયો અને સંશય પેદા થયો. એટલે સુધી હું જમીન પર પડી ગયો બાદશાહે મને દવા પાઈ તેથી આરામ થયો. હું બેસી ગયો અને તે જોગી તેમજ હવામાં લટકતો બેઠો હતો. બીજા જોગીએ પોતાની પાવડી—હાથમાં લીધી અને રોષમાં આવી જઈ કેટલીક વાર જમીન પર અફાળી; તે પાવડી હવામાં ઉપર ચડી અને હવામાં બેઠેલા જોગીની ગરદનમાં અથડાવા લાગી. તે ધીમે ધીમે ઊતરતો જતો હતો અને આખરે અમારી પાસે આવી બેઠો. બાદશાહે મને કહ્યું કે પાવડી મોકલનાર ઉસ્તાદ અને હવામાં ઊડનાર શાગિર્દ છે. વળી બાદશાહે એમ પણ કહ્યું કે તારો અક્કલ ગુમ થવાનું ધ્યાન ન આવ્યું હોત તો આપણને આથી વધારે તમાશો બતાવત. હું ત્યાંથી ચાલ્યો આવ્યો. મને તાણ જેવી આવી.

જ્યારે બાદશાહે એક શરબત (દવાનો ભાગ) મોકલ્યું ત્યારે તે પીવાથી ઠીક રહ્યું." (ભા. ૨. પ્ર. ૮) સુલતાન મોહમ્મદ તગલકના જમાનામાં ટપાલની વ્યવસ્થા વિશે ઈબ્ન બતૂતા લખે છે કે "ડાકને આ મુલકમાં 'બરીદ' (ટપાલ) કહે છે. ડાકની બે જાત છેઃ એક સવારોની અને બીજી પગપાળા જવાની છે. ઘોડાની ડાક 'ઉલાક' કહેવાય છે. દર ચાર કોશ પર ઘોડો બદલવામાં આવે છે. પગપાળા જવાની ડાક માટે એક મંઝિલ પર હલકારા બેપિયાની ત્રણ ચોકી હોય છે. આ ચોકી 'ધાવા' કહેવાય છે. દર ⅓ માઈલના અંતરે એક ગામ આવેલું છે. ગામની બહાર હલકારાઓને માટે બૂરજો બનાવેલા હોય છે. દર બૂરજમાં હલકારાઓ કમર કસી તૈયાર બેઠી રહે છે. દરેક હલકારા પાસે એક લાંબી લાકડી હોય છે અને તેને છેડે ઘૂઘરી લગાવેલી હોય છે. એ ઘૂઘરીનો અવાજ સાંભળી બીજા બૂરજવાળો હલકારો તૈયાર થઈ જાય છે. અને તેના આવ્યા પછી સત્વર તેની પાસેથી ડાક લઈ રવાના થઈ જાય છે. આવી રીતે આ ડાક ઘોડાની ડાકથી પણ જલદી જાય છે અને કેટલીક વાર આ ડાક મારફત ખુરાસાનના તાજા મેવા પણ થાળીઓમાં રાખી બાદશાહો માટે પહોંચાડવામાં આવે છે. અને કેટલીક વાર મહાન ગુનેગારને પણ આવી રીતે પહોંચાડે છે. હું દૌલતાબાદમાં હતો ત્યારે બાદશાહ માટે ગંગા નદીનું પાણી (જે હિંદુઓની પવિત્ર નદી છે) ડાક મારફતે લઈ જવામાં આવતું હતું, જો કે ગંગા નદી દૌલતાબાદથી ૪૦ દિનને અંતરે આવેલ છે. મસાલિકુલ અબ્સારનો કર્તા ઈબ્ન બતૂતાનો સમકાલીન છે. ઈબ્ન બતૂતાના બયાનનું સમર્થન કરી તે ઉમેરે છે કે "હરેક ચોકી પર મસ્જિદ, તળાવ અને દુકાનો હોય છે. દૌલતાબાદથી દિલ્હી તરફ મોટા મોટા દરવાજા ખોલવાનો અને બંધ કરવાનો સમય હોય છે તેમજ કોઈ અસાધારણ બનાવ વિશે જાણ કરવા માટે હરેક ચોકી પર નગારાં રાખવામાં આવેલાં હોય છે,

૧. ભા. ૨ જો, પ્રકરણ ૨ જું

અને આવા સમયે એકનો અવાજ સાંભળી બીજો જવાબ આપે છે. આવી રીતે દિલ્હી પર્યંત ખબર પહોંચી જાય છે. સુલતાન મોહમ્મદશાહ તગલકના જમાનામા સોના ચાંદીના દીનાર ઉપરાંત ટકા પણ જારી હતા. ટંકા હિંદી ઝબાનનો શબ્દ છે. કેટલાક લોકોએ ભૂલથી એને તુર્કી ગણ્યો છે. સોનાનો ટકો ત્રણ મિસ્કાલનો થતો હતો અને એક ચાંદીના ટકાની બરાબર આઠ હસ્તગાની અને એક હસ્તગાનીની બરોબર ચાર સુલતાની (દોગાની) અને એક દોગાની બરાબર બે જીતલ અને એક જીતલના ચાર ફુલૂસ (૧ તાંબાનો સિક્કો) હતો.

### મોહમ્મદ તગલકના સિક્કા

(૧)

સોનાના દીનારનુ વજન ૧૯૮⅝ ગ્રેન દિલ્હી, હિ. સ. ૭૨૫, ૭૨૬, ૭૨૭ ના પણ આ પ્રમાણે જ છે.

(૨)

સોનાના દીનાર ૧૯૮⅞ ગ્રેન દિલ્હી, હિ. સ. ૭૨૭.

(૩)

સોનાના દીનાર મોહમ્મદબિન તગલક શાહ

(૪)

ટકા પંજાહગાની વજન ૧૩૨ ગ્રેન. આ સિક્કો પિત્તળનો હતો જે ચાંદીને બદલે ચલાવવામાં આવ્યો હતો. હિ. સ. ૭૩૧

---

૧. મસાલિકુલઅબ્સાર ભા. ૨.
૨. આ સિક્કા મારી પાસે છે.

(૫)

ટકા નિસ્ફી વજન ૧૦૩ ગ્રેન હિ. સ. ૭૩૦ માં તાંબાના બનાવી ચાંદીના સિક્કાને બદલે ચાલુ કરવાની ઇચ્છા કરી.

(૬)

સિક્કો દોગાની, વજન ૨૫ ગ્રેન.

(૭)

જીતલ તાંબાનો, વજન ૭૪ ગ્રેન.

* હાલ જે ચાલુ સિક્કા હિંદુસ્તાનમાં છે તેમની બરાબર આ સિક્કા હશે. ચાર ફુલૂસ (પૈસાના ભાગો) અર્થાત્ પાઇનો એક જીતલ અથવા તો પૈસો કે બે પૈસા (જીતલ)ની એક દોગાની યા તો ઢબુવો. ચાર ઢબુવા (દોગાના)ની એક હશીગાની કે બે આની અને આઠ બે-આનીનો એક ટંકો કે હાલનો રૂપિયો; અર્થાત્ પાઈ, પૈસો, ઢબુવો, બે આની અને રૂપિયો, પરંતુ રૂપિયો હાલના રૂપિયાની બરાબર અને કેટલાક અઢીગણા હતા.

એ જ સમયે ભરૂચની ઈદગાહ તૈયાર થઈ હતી, જેના ઉપર આ શિલાલેખ છે: "આ નમાઝ પઢવાની ઈમારતનો પાયો દુનિયાને આશ્રયનું સ્થાનરૂપ અબુલ્ મુજાહિદ મોહમ્મદ બિન તગલક શાહ સુલતાન (ખુદા તેના મુલ્કને હંમેશ માટે કાયમ રાખે)ના સમયમાં મલેકુન્ શર્ક, ફખ્રુદ્દુનિયા વદ્દીન વ દૌલત મોહમ્મદ અબૂ તિમારી (બોથહારી) એણે પોતાની મિલકતમાં હિ. સ. ૭૧૬ ના રબિઉલ્ અવ્વલની ૨૫ મી તારીખે નાખ્યો."

૧ આ સિક્કો વડોદરા મ્યુઝિયમમાં છે. અગારી પાસે પણ ઘણા છે. બાકીના સિક્કા ઈબ્ન બતૂતા (લાહોરમાં છપાયેલ)માંથી નકલ કર્યા છે.

એ જ સમયની ખભાતમાં એક જામે મસ્જિદ છે, તેના મુખ્ય દરવાજા ઉપર એક શિલાલેખ છે, તેમાં "ન્યાયી અને વિદ્વાન સુલતાન મોહમદશાહ બિન તગલકશાહના જમાનામાં" લખવામાં આવ્યું છે. મુખ્ય દરવાજો મામૂલી આરસપહાણના પથ્થરનો છે. મસ્જિદ પુરાણી ઢબની "સંગે ખારા" નામના મજબૂત પથ્થરની બનાવેલી છે. મસ્જિદની અંદર પ્રથમ એક વિશાળ ચોક આવે છે, તેમાં એક હોજ છે, તે જહાંગીરના જમાનાનો છે. એ હિ. સ. ૧૦૩૦ માં અલી બિન અબ્દુલ્ નબી બગદાદીએ ત્યાં તૈયાર કરાવ્યો હતો તે ઉપર કેટલીક શેરો પણ લખવામાં આવેલી છે. વિશાળ ચોક પછી અસલ મસ્જિદ છે તેનાં ત્રણ શાનદાર બારણાં છે. મોટો ઘૂમટ નકશીવાળો અમદાવાદના જેવો છે. ઘૂમટોની સંખ્યા ૪૩ જેટલી છે અને નાના ૭૫ છે. ઉત્તર, દક્ષિણ અને પૂર્વમાં સાયબાન છે. તેની છત પથ્થરની છે. મસ્જિદની અંદરનો ભાગ વિસ્તૃત છે. મેહરાબ આરસપહાણના પથ્થરનો હોઈ ખૂબસૂરત દેખાય છે. મધ્યમાં સૂરજમુખી છે. ઝીનાવાળો મિમ્બર (ઊંચી જગ્યા) ઉત્તમ આરસપહાણના પથ્થરનો છે. તેની નીચે ઈમામને માટે નફલ (વધારાની) નમાઝની જગ્યા છે. જમણી બાજૂએ બાદશાહ માટે બેસવાની જગ્યા છે. મસ્જિદની બન્ને બાજૂએ મદ્રેસાના વિદ્યાર્થીઓને રહેવાની જગ્યા છે. દક્ષિણ તરફ એક વિશાળ (ખંડ) છે જેનો ઘૂમટ હાલમાં તૂટી પડયો છે. ત્યાં કેટલીક કબરો છે. એક ઉપર નીચે પ્રમાણે કોતરવામાં આવેલું છે: "રૂકનુદ્દ-દૌલત વદ્ દુનિયા વદીન ઉમર બિન અહમદ ગાવઝરૂની અલ્ મુખાતિબ પરવીઝ મલેક ચહાર શંબા, ૯ સફર હિ. સ. ૭૩૪ (અર્થાત્ રાજ્ય દુનિયા અને ધર્મનો સ્તંભ, ઉમર બિન અહમદ ગાવઝરૂની જે પરવીઝ મલેક કહેવાતો, હિ. સ. ૭૩૪ ના સફર મહિનાની નવમી તારીખ ને બુધવાર)." તેની સાથે એક કબર છે તે ઉપર લખવામાં આવ્યું છે કે:—"ખ્વાજા હસન ગીલાની બીબી ફાતમા હિ. સ.

૭૮૩ ( અર્થાત્ હસન ગીલાનીની બીબી ફાતમા ). બીજી કબર ઉપર શરફુદ્દીન અબૂ શરફ હિ. સ. ૬૪૨ અને એક કબર ઉપર શિહાબુદ્દીન અહમદ બિન મોહમ્મદ હિ. સ. ૬૯૮ છે. એક ઉપર ઉમર બિન સાંદુદ્દીન હિ. સ. ૬૯૮ લખેલુ છે. આ કબરો ઉપર કુરાનની આયતો આરસપહાણના પથ્થરમાં સુંદર જડાવ અક્ષરે લખેલી છે. કહેવાય છે કે આ મસ્જિદ પણ કોઈ વેપારીએ બંધાવેલ છે.' ઘણું જ સંભવિત છે કે એ મસ્જિદ મલેક પરવીઝ ગાવઝરૂનીએ જ બનાવેલી હોય, કારણ કે તે અતિ દોલતમંદ તેમજ દાનેશમંદ હતો. તેને મોહમ્મદ તગલકે વિઝારતના ઓધ્ધાનુ વચન આપ્યું હતું. તેની ખાનાજહાને કતલ કરાવી. તેના ( ખંડ ) ઉપરનો ઘૂમટ પડી ગયો છે., રાજ્યે પચાસ હજાર ખર્ચ કરીને દુરસ્ત કરાવ્યો, પરંતુ ઘૂમટ ન બંધાયો. તેની બાજૂમાં જમાતખાનું છે અને તેની નીચે ભોંયરું છે. આજકાલ તાજિયા અને તેનો સામાન ગખવાના ઉપયોગમાં એ આવે છે.

## સુલતાન ફીરોઝશાહ તગલક

( ઈ. સ. ૧૩૫૧–હિ. સ. ૭૫૨ ) મોહમ્મદ તગલકના અવસાનના ત્રીજે દિવસે હઝરત નસીરૂદ્દીન મહમદ ( ખુદાની રહેમત તેના ઉપર હજો ) અવધી ( ચેરાગે દિલ્હી )ના પ્રચાર તથા મખ્દૂમઝાદા અબ્બાસીની મદદથી હિ. સ. ૭૫૨ ( ઇ. સ. ૧૩૫૧ ) ને મોહર્રમની ૨૪ મીને દિવસે રાજ્યના ઉમરાવો સાથે મસલત કરીને શાહઝાદા ફીરોઝ સલ્તનતના તખ્ત ઉપર બેઠો.[૧] દરૂનો ઘેરો ઉઠાવી લીધો અને મોગલોની ફોજને ઇનામ આપી વતન તરફ પાછા ફરવાને મસલત કરી. મોગલો ઈસ્લામી છાવણીથી વેગળા થયા, પરંતુ તરમશરીનનો જમાઈ જે નવમુસ્લિમ હતો તેણે મોગલોને લલચાવી શાહી લશ્કર ઉપર રાત્રે હુમલો કરવાને સલાહ આપી. એ માટે ફીરોઝશાહે ડહાપણ ભરેલી રીતે વ્યવસ્થા કરી. ફીરોઝશાહનો બાપ સિપાહસાલાર રજબ

૧. પરંતુ ફરિશ્તા હિ. સ. ૭૫૨ની મોહર્રમની ૨૩મી તારીખ લખે છે.

અને ગિયાસુદ્દીન તગલકનો ભાઈ, અલાઉદ્દીન ખલજીના સમયમાં હિન્દમાં આવ્યો હતો. ગિયાસુદ્દીન તગલકની સલાહથી રજબનું લગ્ન દીપાલપુરના હિંદુ ઠાકોર રાણા બહીમલની પુત્રી સાથે થયું હતું, જેનું નામ "નાયલા" હતું. પરંતુ સાસરે આવ્યા પછી સુલતાન તગલકે તેનું નામ બીબી કદબાનુ રાખ્યું. ફીરોઝશાહ તગલકનો જન્મ ઈ. સ. ૧૩૦૯ (હિ. સ. ૭૦૯) માં થયો હતો. તેની વય મોહમ્મદશાહના જેટલી જ હતી. બંનેનું બાળપણ સાથે જ પસાર થયું હતું. ઈ. સ. ૧૩૧૫ (હિ. સ. ૭૧૫)માં રજબનું અવસાન થયું ત્યારે ગિયાસુદ્દીને તેની સારવાર કરી. ગિયાસુદ્દીનના અવસાન પછી મોહમ્મદશાહે તેને "બાર્બક" નો ખિતાબ આપ્યો.[૧] અને ઝિયા બર્ની અને અફીફ સિરાઝના કહેવા પ્રમાણે તેની ઝિન્દગીના પાછલા ભાગમાં તેને નાયબ તેમજ વલીઅહદ (વારસ) પણ બનાવવામાં આવ્યો હતો. ટૂંકમા ફીરોઝશાહ ઠઠ્ઠાથી રવાના થઈ હિ. સ. ૭૫૨ (ઈ. સ. ૧૩૫૧)ના રજબની બીજી તારીખે દિલ્હી પહોંચી વિધિસર તખ્તનશીન થયો અને અદલ ઈન્સાફથી હકૂમત કરવા લાગ્યો.[૨] જ્યારે ઠઠ્ઠાના લોકોએ જોયું કે બલા ટળી ગઈ છે અને તમામ તોફાન મલેક તગીએ ઊભું કર્યું છે ત્યારે બહુધા તેને સિંધથી કાઢી મૂક્યો અથવા તો ખુદ તગી ગુજરાતને ખાલી મેદાન સમજી સિંધથી ત્યાં આવ્યો જેથી વેર લેવાની વ્યવસ્થા કરે. પરંતુ નિઝામમુલ્મુલ્ક જૂના બહાદુર તુર્ક જે ગુજરાતનો નાઝિમ હતો તેણે ઘણી ચાલાકીથી તેના ઉપર વિજય મેળવ્યો, અને આખરે તગી માર્યો ગયો. આ બનાવ ઈ. સ. ૧૩૫૧ (હિ. સ. ૭૫૨) નો છે. તે જ સમયે બાદશાહને શાહઝાદા

૧. "બાર્બક" ખિતાબ વડા અમીર (અમીરે આઝમ, અમીરૂલઉમરા)-ના જેવો જ છે જેને બાદશાહ પાસે જવાને પરવાનગીની જરૂર નથી અને લોકોની દરખાસ્તો તેને પહોંચાડે છે. (ફુગાતે કિશોરી પ્રકરણ બીજું.)

૨. બદાયૂની ભા. ૧, પૃ૦ ૧૪૩, કલકત્તા.

ફતેહખાનના જન્મ વિશે ખબર પણ મળી. બાદશાહ હિ. સ. ૭૫૨ (ઈ. સ. ૧૩૫૧) ના રજબની બીજી તારીખે દિલ્હી પહોંચ્યો.[૧] અને ઘણાં કામોમાં રોકાયો. હિ. સ. ૭૫૮ (ઈ. સ. ૧૩૫૬) ના શાબાન મહિનામાં દક્ષિણના નવા તાજદાર અલાઉદ્દીન હસનગાંગુ બહમનીએ માળવા જીતવાનો ઇરાદો કર્યો, તેથી ગુલબર્ગથી રવાના થઈ તે દોલતાબાદ પહોંચ્યો. બાલાઘાટમાં લશ્કરનું નિરીક્ષણ કર્યું ત્યારે તેને માલૂમ પડ્યું કે ૫૦૦૦૦ સવાર મોજૂદ છે. તેણે દક્ષિણના નદરબાર (બહુધા નંદરબાર હશે) અને સુલતાનપુર થઇ માળવા પહોંચવાની ઇચ્છા કરી તે વખતે રાયહરણનો એલચી દરબારમાં હાજર થયો. રાયહરણ બાગલાણમાં રહેતો હતો. એ રાજા કરણ વાઘેલા (ગુજરાતના રાય)ના વંશજોમાંનો હતો (કદાચ પૌત્ર કે દૌહિત્ર હશે) તે પોતાના બાપદાદાનું રાજ્ય પાછું લેવાની ઇચ્છા કરતો હતો. પરંતુ એક બાજૂ દક્ષિણી લશ્કર અને બીજી તરફ ગુજરાતના લશ્કરનો એટલો બધો ડર હતો કે કોઈપણ રીતે મુલ્કની અંદર દાખલ થવાની હિંમત ચાલતી નહતી. બાદશાહને એલચીએ કહ્યું કે દક્ષિણ અને ગુજરાતના રાજાઓ વચ્ચે હંમેશાં મિત્રાચારીનો સંબંધ રહ્યો છે. મારી ઇચ્છા એવી છે કે પ્રથમ પાદશાહે ગુજરાત લેવાનો ઈરાદો કરવો જોઈએ, અને એ સદા વસંત ઋતુવાળી જમીન જે મારા બાપદાદાની મિલકત છે અને જેની રૈયત જમીનદારોના જુલમથી તંગ થઈ ઝિંદગીથી બેઝાર થઈ ગઈ છે તે જીતી લઇ એમને આપના આશ્રિતોમાં દાખલ કરો અને પછી માળવા ઉપર હુમલો કરો જેથી એક તરફથી આપ અને બીજી બાજૂથી અર્થાત્ ગુજરાત તરફથી હું મદદ કરું. આ પ્રમાણે માળવા તુરત જ આસાનીથી જિતાશે. રાજા ઉપરાંત ગુજરાતના જમીનદારોએ પણ પાદશાહ ઉપર ગુજરાત માટે અરજીઓ મોકલી.

---

૧. બદાયૂની. ભા. ૧, પૃ૦ ૨૪૩. પરંતુ બર્નીએ જમાદીઉસ્સાનીના પાછલા ભાગમા લખ્યું છે.

(બહુધા ઉત્તર ગુજરાતના પહાડી જમીનદાર હશે જેઓ હમેશાં અશાંતિ ચલાતા હતા.) અલાઉદ્દીન શાહ પોતાના ઉમરાવોની આ બાબતમાં સલાહ લઈ તૈયાર થઈ ગયો અને શાહઝાદા મોહમ્મદને ૨૦૦૦૦ની ફોજ મોખરે રહેવા માટે આપી રવાના કર્યો. તે નવસારી પહોંચ્યો અને ત્યા મુકામ કર્યો. તેને નવસારી અતિ ફળદ્રુપ માલૂમ પડ્યું, અને જાનવરો પણ ત્યાં પુષ્કળ જોયાં. પોતે શિકાર ખેલવામા રોકાયો, અને પોતાના પિતાને પણ એ વાતની માહિતી આપી. એ પણ શિકારનો બહુ શોખીન હતો. આથી બાદશાહ પણ બનતી ત્વરાથી ત્યાં પહોંચ્યો અને એક મહિના પર્યંત ત્યાં શિકાર ખેલવાનુ ચાલુ રાખ્યુ. નવસારીની ભેજવાળી આબોહવાની તેના ઉપર ઘણી ખરાબ અસર થઈ. તેને એવો સખત તાવ આવ્યો કે બિછાના ઉપરથી ઊઠી શકે નહિ અને નાઈલાજે નવસારીથી ઘણી જ દિલગીરી સાથે ગુલબર્ગ પાછો આવ્યો. ત્યાં કેટલાક દિવસ કેડે તેનું અવસાન થયું.[1] ઈ. સ. ૧૩૫૭ (હિ. સ. ૭૫૮) માં મોગલોએ ગુજરાત ખાલી સમજી તે લેવાની ઇચ્છા કરી, પરંતુ તેમનામાંના કેટલાકનો કચ્છના રણમાં વિનાશ થયો અને ઘણા માણસો ઇસ્લામી લશ્કરના હાથે માર્યા ગયા; અને જે તેમનામાંના બચ્યાં તેમના ઉપર કોળી અને સૌરાષ્ટ્રના જમીનદારોએ રાત્રે હુમલો કરી મારી નાખ્યા ફોજના દશમા ભાગ જેટલા માણસો ઘણી જ મુશ્કેલી વેઠી જીવતા સરહદ ઉપર પહોંચ્યા. બહુધા ગુજરાતના નાઝિમ નિઝામુલમુલ્કે ઘણી જ હોશિયારીથી એ બલા ટાળી અને ઘણી જ બહાદુરી સાથે એ જંગલી લોકોનાં મોં મોડયા. એ કારણથી ગુજરાત લૂંટના ભયમાંથી બચ્યું.[2] ઈ. સ. ૧૩૬૧ (હિ સ. ૭૬૩) મા સુલતાન ઠઠ્ઠાની જીત માટે દિલ્હીથી

૧. તારીખે ફિરિશ્તા, ભા ૩, પૃ૦ ૧૭-૧૮ પ્રેસ હૈદરાબાદ

૨. ઝિયાબર્ની પૃ૦ ૬૦૧૦ પરંતુ તેમા સાલ લખવામા આવી નથી. જે રીતે તે ઉલ્લેખ કરતો ચાલ્યો આવે છે તે મુજબ હિ સ. ૭૫૮ની જ સાલ હોવી જોઇએ.

નીકળી સિંધ પહોંચ્યો.[1] અને ઠઠ્ઠાને ઘેરો શરૂ કરી દીધો. ૯૦૦૦૦ સવાર અને ૪૮૦ જંગી હાથી તેની સાથે હતા અને દુશ્મનો પાસે ૨૦૦૦૦ સવાર અને ચાર લાખનું પાયદળ હતું. લગભગ ૭ મહિના ઘેરો રહ્યો, પરંતુ વિજયનું મોં જોવાનું ભાગ્યમાં નહતું. એ દરમિયાન દુકાળનું પોત પ્રકાશ્યું ફોજના ઘોડામાં પણ એક રોગ ફેલાયો, જેથી ઘણા ઘોડા મરવા લાગ્યા એટલે સુધી કે ફોજના ચોથા ભાગ જેટલા

[1] અફસોસની વાત છે કે કોઇ પણ કિતાબમાં ઠઠ્ઠાના ઘેરાની સાલ મળતી નથી ઇતિહાસની કેટલીક કિતાબો જોવાથી એમ જણાય છે કે હિ સ ૭૬૩ (ઇ સ ૧૩૬૧)ની સાલ હોવી જોઇએ નીચેના લખાણ ઉપરથી બનાવોનો પત્તો લાગશે અને તેમાથી ય સાલ પણ મળી જશે ·

રાબ્વાલ ૩ હિ સ ૭૫૪ (ઇ સ. ૧૩૫૩) બંગાળાનો પ્રથમ હુમલો.
—ઝિયા બર્ની પૃ૦ ૫૮૭

શાબાન ૨ હિ સ ૭૫૫ (ઇ સ. ૧૩૫૪) દિલ્હી પાછા ફરી ફીરોઝાબાદ વસાવ્યું
—તબકાતે અકબરી પૃ૦ ૨૧૫,
અને બર્ની પૃ૦ ૫૯૬

ઝીલહજ્જ હિ. સ. ૭૫૬ (ઇ સ ૧૩૫૪) મિસરની ખિલાફતનો ખિલાત આવ્યો અને બદાયૂની હિ સ ૭૫૧ લખે છે
પૃ૦ ૨૪૫, કલકત્તા

હિ સ. ૭૫૮ (ઇ. સ ૧૩૫૬) ઝફરખાન બંગાળાથી દિલ્હી આવી નાયબ વઝીર થયો—
—ફરિશ્તા બદાયૂની, તબકાતે અકબરી વગેરે

હિ. સ ૭૫૯ (ઇ. સ ૧૩૫૭) મોગલોનો હુમલો—
પૃ૦ ૨૩૦ તબકાતે અકબરી, કલકત્તા. ઝિયા બર્નીએ સાલ નથી લખી પરંતુ બનાવના સંબંધ ઉપરથી સાલ જણાઈ આવે છે.

હિ સ. ૭૬૦ (ઇ. સ. ૧૩૫૮) બંગાળા ઉપર બીજી ચઢાઈ અને ફરીથી ખિલાફતનો ખિલાત—
—બદાયૂની ભા. ૧ વગેરે તબકાતે અકબરી;
કલકત્તા, પૃ૦ ૨૩૧.

સવાંગે પણ ન રહ્યા[1] ફીરોઝશાહ તગલકે જ્યારે આ સ્થિતિ જોઈ ત્યારે રાજ્યના ઉમરાવોની સલાહથી ઘેરો ઉઠાવી ગુજરાત જવાનો ઇરાદો કર્યો કે જેથી ફોજની હાલત દુરસ્ત કરી ફરીથી ઠઠ્ઠાને ઘેરો ઘાલવામાં આવે. આ મસલત કર્યા પછી સુલતાન ફીરોઝશાહ ફોજ સાથે સિંધથી રવાના થયો. નાયબ વઝીર ઝફરખાન પાસે બંગાળીઓની પૂરતી સંખ્યા હતી, તેથી તેને પોતાની પાછળ સંરક્ષણ માટે મૂકતો ગયો. જ્યારે સિંધીઓને આ વાતની ખબર થઈ ત્યારે

---

જમાદીઉલ્‌અવ્વલ ૨૦, હિ. સ. ૭૬૦ ( ઇ સ. ૧૩૫૮ ) જોનપુરમા મુકામ—
—તબકાતે અકબરી, પ્રેસ કલકત્તા, પૃ૦ ૨૩૨.

ઝીલ્‌હજ્જ હિ સ ૭૬૦ ( ઇ. સ. ૧૩૫૮ ) બિહારમા મુકામ—
તબકાતે૦ પૃ૦ ૨૩૨,
અફીફે લખ્યુ છે કે અઢી વરસ પછી દિલ્હીમા ફરીથી આગમન થયુ પૃ૦ ૨૧૯

હિ. સ. ૭૬૧ ( ઇ. સ ૧૩૫૯ ) હાથીનો શિકાર—જાજનગર

રજબ હિ. સ. ૭૬૨ ( ઇ સ. ૧૩૬૦ ) દિલ્હી પાછા ફરવું—
બદાયૂની પૃ૦ ૨૪૭ અને તબકાતે અકબરી પૃ૦ ૨૩૨, કલકત્તા.

ઝુલ્‌હજ્જ હિ સ ૭૬૨ ( ઇ. સ ૧૩૬૦ ) નગરકોટની સંધિ અને દિલ્હી પાછા ફરવું—
સિરાજ અફીફ પૃ૦ ૧૮૮.
"૬ મહિના પછી ફીરોઝ.....આખર પર્યંત માહે દિલ્હીના પાયતખ્ત તરફ પાછા ફરવાને પ્રયાણ કર્યું", પૃ૦ ૧૯૦

હિ. સ ૭૬૩ ( ઇ. સ ૧૩૬૧ ) ઠઠ્ઠાનો ઘેરો—
ફિરિશ્તાએ હિ સ. ૭૬૨ લખી છે જે કોઈ પણ રીતે ખરી નથી. પૃ૦ ૩૧૭ નવલકિશોર

છ માસ કચ્છના રણમા ફોજ રહી—

હિ. સ. ૭૬૪ ( ઇ સ ૧૩૬૨ ) સુલતાન ફીરોઝ ગુજરાત આવ્યો.

૧ અફીફ પૃ૦ ૨૧૦.

તેમણે લૂંટ કરવાના ઇરાદાથી ફોજની પૂંઠ પકડી, પરંતુ ઝફરખાને સુદર યુકિત રચી અને બહાદુરી બતાવી સિંધીઓને આગળ વધવા ન દીધા, પરંતુ તેમનો મુકાબલો કરી સખ્યાબધ સિંધી સરદારોની કતલ કરી સુલતાન ફીરોઝશાહ કૂચ પર કૂચ કરતો ગુજરાત તરફ રવાના થયો તે એક સિંધી ભોમિયાને રસ્તો બતાવવા માટે લઈ ગયો. પરંતુ અનાજની મોંઘવારીને લઈને તમામ રૈયત હેરાન થઇ ગઈ હતી તેમજ કાચુ ચામડુ એટલુ જ નહિ પણ જૂનું ચામડું પણ બાફી બાફીને લોકોએ ખાધુ હતુ. સામાન્ય રીતે લોકો પગપાળા જ જતા, એટલુજ નહિ પરંતુ મહાન સરદારો પણ પગે ચાલીને જતા હતા. ભોમિયાઓએ લુચ્ચાઈ કરી ગુજરાત લઈ જવાને બદલે તેમને કચ્છના રણમાં પહોંચાડી દીધા જ્યારે લોકોને આ વાતની ખબર પડી ત્યારે એકને મારી નાખવામાં આવ્યો. બીજાએ સાચી જ વાત કહી દીધી કે અમો તમને જાણીબુઝીને કચ્છના રણમાં લાવ્યા છીએ જેથી તમારો નાશ થાય મીઠા પાણીનું કોઈ ઠેકાણે નામ નિશાન ન હતુ. હરેક જગ્યાએ રેતી જ રેતી નજરે પડતી હતી અને દરેક વસ્તુ ખારી હતી. સુલતાને જેટલુ મીઠું પાણી હોય તેટલાને ચોકસાઇથી સાચવી રાખવાનો અને રણ ઓળંગવાનો હુકમ કર્યો જો કે પાદશાહ એક મંઝિલથી બીજી મંઝિલ પર કૂચ કરતો હતો, પરંતુ પોતાના લશ્કરમાં હજારોને હરેક મંઝિલ ઉપર મરતા જોઈ મુસીબત નિહાળી રડતો હતો. પાણીની તગી તથા તરસને લઇને લોકો હેરાન થઈ ગયા હતા. તેઓ વરસાદ માટે પ્રાર્થના કરતા હતા. ખુદાએ તેમની દુઆ કબૂલ કરી પાણી પુષ્કળ પડયુ. આથી પાણીની મુસીબત તો ઓછી થઈ ગઈ, પરંતુ રણનુ ચક્કર તો હજુ બાકી હતુ. છ મહિના પર્યંત ચક્કર મારતો ફર્યો. આખરે આ રણમાંથી નીકળવાનો એક રસ્તો મળ્યો. અને તે જ રસ્તે જઇ ગુજરાત પહોચ્યો. અને પોતાની સલામતીની ખબર ખાનજહાન વઝીર ઉપર દિલ્હી મોકલી આપી. ત્યાં તો સુલ-

તાન લશ્કર સાથે ગૂમ થઇ જવાથી ઘેર ઘેર શોક પ્રસરી રહ્યો હતો. ફોજના માણસોનાં કુટુંબીજનોએ આ આનંદમાં મોટો ભાગ લીધો અને સારા દિલ્હી શહેરમાં જાણે ઇદનો તહેવાર પળાયો ટૂંકમાં પાદશાહે ઈ. સ. ૧૩૬૨ ( હિ. સ. ૭૬૪ ) માં ગુજરાતમાં આવી દમ લીધો અને લશ્કરને હરેક રીતે આરામ આપ્યો. ફોજના જાગીર વિનાના માણસોને પૈસા આપ્યા અને બધી બાકી પણ આપી દીધી. આથી લોકોને ગદ્દત મળી. બધા પાસે ઘોડા પણ આવી ગયા અને ફોજના જાગીરદાર માણસોને ખજાનામાંથી કરજ રૂપે પૈસા અપાયા. ખાનજહાન પર દિલ્હી એક ફરમાન મોકલ્યું કે જ્યાંસુધી અમો દિલ્હી ન પહોંચીએ ત્યાંસુધી તેમની જાગીરોમાંથી કંઈપણ કમ ન કરવું. અને ૫ડે પણ ગુજરાતના ખજાનામાંથી રૂપિયા લઇ સામાન અને હથિયારો વગેરે તૈયાર કરાવ્યાં. ખાનજહાન પાસેથી પણ સાધન સામગ્રી તેમજ હથિયાર વગેરે મંગાવ્યાં. ખાન-જહાને એટલો બધો સરસામાન મોકલ્યો કે તે લાદવાને જનાવરો મળતાં નહતાં. ફક્ત એક જાતનું હથિયાર સાત લાખ ટંકાનું હતું. બાકીનાનો એ જ પ્રમાણે ખ્યાલ કરો. આ તમામ સરસામાન સાથે સિંધ તરફ પ્રયાણ કરવાનો હતો ત્યારે હસનગાંગુના જમાઈ બહેરામ ખાન વતી એના એલચીઓએ ફીરોઝશાહી દરબારમાં આવી વિનંતિ કરી કે " હસન ગાંગુનો પુત્ર મારી વિરુદ્ધ પડયો છે. તેથી જો આપ એક જંગી ફોજ લઈ આવી પહોંચો તો દૌલતાબાદ આપ હઝુરને સુપ્રત કરું અને પછી તમામ દક્ષિણ જિતાઈ જાય. " સુલતાને જવાબ આપ્યો કે હાલમાં અમો ઠઠ્ઠાની જીતમાં રોકાયા છીએ, તેમાંથી જો ફારેગ થઈ જવાય તો જોઇશું. આ જવાબથી નિરાશ થઈ બહેરામખાનના એલચીઓ પાછા ગયા. ફીરોઝશાહે હવે કૂચ કરવાને નગારું વગ-ડાવ્યું ત્યારે લોકોએ ફોજ પાસેથી સરસામાન લઈ ભાગવા માંડયું, કારણ કે કચ્છના રણમાં તેમણે જે મુસીબતો વેઠી હતી તે તેમને હજુ યાદ હતી. તે ફરીથી તેમ થઈ જાય એમ તેઓ ડરતા હતા.

જ્યારે પાદશાહને આ ખબર પહોંચી અને અમીર ઉમરાવોએ સલાહ આપી કે એની કંઈ રોકથામ કરવી જોઇએ ત્યારે ફીરોઝશાહ રહેમદિલીથી તેમની આડે આવ્યો કે બીચારા મુસીબત વેઠેલી હોવાથી તકલીફથી ડરે છે, એટલે તેમને જવા દો. તે પછી પાદશાહ કૂચ કરતો કરતો ઠઠ્ઠા પહોંચ્યો. નિઝામુલમુલ્ક જૂના જે ઈ. સ. ૧૩૪૫ (હિ. સ. ૭૪૬ )માં ગુજરાતનો નાઝિમ હતો તેને આ વખતે એટલે કે ઇ. સ. ૧૩૬૨ (હિ. સ. ૭૬૪ )માં બરતરફ કરવામાં આવ્યો.[1] એનું કારણ એ હતું કે ફીરોઝશાહ તગલક ઠઠ્ઠાથી ગુજરાત આવ્યો ત્યારે નિઝામમુલમુલ્કને પ્રશ્ન કર્યો કે "તમે ગુજરાતથી

૧. સિરાઝ અફીફ પૃ૦ ૨૨૦. મિરાતે મોહમ્મદીના કર્તાએ આ બાબત વિશે સખ્યાબધ ભૂલો કરી છે પ્રથમ એ કે ઝિયાબર્નીએ એ વિશે કાઈ પણ ઉલ્લેખ કર્યો નથી, તેથી તેનો હવાલો આપવો એ શરૂઆતથી ગલત છે, કારણ કે ઝિયા બર્નીએ ફીરોઝશાહની હકીકત ફક્ત છ વર્ષ પર્યંતની લખી છે અને કદાચ તે પછી તે ૫ઙ પણ ઢ્યો નહતો, કારણ કે તેની વય ૭૮ સાલ જેટલી થઈ ચૂકી હતી. બીજું એમ માનીએ કે જો ભૂલથી ઝિયાબર્નીનુ નામ લખ્યુ છે અને ખરેખર "ફીરોઝશાહી સિરાઝ અફીફ" લખવુ જોઈતુ હતુ, તેમ છતા પણ અસલ વાંધો બાકી રહે છે. અર્થાત્ સિરાઝ અફીફે બરતરફ થવાની કે ગુજરાત પહોચવાની કોઈ સન કે સાલ લખી નથી હેરત પમાડે એવી વાત તો એ છે કે ઈ. સ ૧૩૬૦ ( હિ સ ૭૬૨ )મા આ બનાવ માટે તારીખે ફરિશ્તાનો આધાર બતાવ્યો છે. ખરી વાત તો એ છે કે ફરિશ્તાએ નગરકોટ અને ઠઠ્ઠાની જીત તેમજ ગુજરાતમા આવવાની કોઈ સાલ લખી નથી; પરતુ સન આપ્યા વગર બનાવનો ઉલ્લેખ કર્યો છે. અને જો એમ માની લેવામા આવે કે ઇ. સ. ૧૩૬૦ ( હિ. સ. ૭૬૨ )ના બનાવોમા ફરિશ્તાએ એ બનાવોના નોધ કરી છે તો એ સાલમા બન્યુ હોય એ સંભવિત છે. તોપણ એ અસભવિત છે, કારણ કે ફિરિશ્તાએ જણાવ્યુ છે કે ઇ સ. ૧૩૬૦ (હિ. સ ૭૬૨ )મા બાદશાહ હાથીનો શિકાર કરી જાજનગરથી દિલ્હી પહોચ્યો હતો ( ભા. ૧. પૃ૦ ૨૧૨ ). તે પછી નગરકોટ જવું અને સુલેહશાંતિથી છૂતવું લખ્યુ છે ત્યાર બાદ ઠઠ્ઠા જઈ ઘેરો ઘાલવા વિશે લખ્યું છે. તે પછી ઘેરો ઉઠાવી ગુજરાત પહોંચ્યો

લશ્કરી ખોરાક કેમ ન મોકલ્યો ? જો તમે મોકલતા રહ્યા હોત તો ઠઠ્ઠામા ફોજ ભૂખે મરી જાત નહિ અને કચ્છનુ રણ ઓળગી અમને ગુજરાત આવવુ ન પડત નિઝામુલમુલ્કે કાઇક પણ જવાબ આપ્યો, પરતુ રાજાને તે કબૂલ ન હતો અને આખરે તેને બરતરફ કર્યો અફીફ સિરાજએ એજ કારણ જણાવ્યુ છે, પરતુ મારુ માનવુ છે કે એમા નિઝામુલમુલ્કની કોઈપણ કસૂર નહતી, કારણ કે તે લગભગ ૨૦ વર્ષથી ગુજરાત ઉપર હકૂમત કરતો રહ્યો હતો અને આજ સુધી તેની કોઇપણ શિકાયત થઈ નહોતી સલ્તનતોમા કોઇ પણ પ્રાત ઉપર ૨૦ વર્ષ હકૂમત કરવી એ તેની વફાદારી ચાલાકી અને લાયકાતની સાબિતી છે અને તેનુ સમર્થન એવી રીતે મળે છે કે તે પછી એ જ શખ્સને પાદશાહે કેટલાક દિવસ મુલ્કના નાયબ વઝીરના હોદ્દા પર ચડાવ્યો સિરાઝ અફીફ પણ એની એક જગ્યા પર તારીફ કરે છે કે —

"એ સમયે મલેકુશ્શરફ નિઝામુલમુલ્ક અમીર હુસેન બિન

---

એમ લખ્યું છે હવે વિચાર કરો કે તે જમાનાના આવવા જવાના સાધનો જોતા કોઈ ડાહ્યો પુરુષ કહી શકે છે કે એ સર્વ કામો એક સાલમા થઈ શકે ? તે ઉપરાત એનાથી ઉલટા પણ બીજા ઇતિહાસોમા બનાવો મોજૂદ છે. બરોબર ૭ માસ નગરકોટનો ઘેરો રહ્યો ઝુલ્હજ્જ મહિનામા સુલેહ થઈ તે પછી ફીરોઝશાહે દિલ્હી આવી ખાનજહાન વઝીર સાથે મસલત કરી અને ઠઠ્ઠા પહોચ્યો ઓછામા ઓછો ઠઠ્ઠાનો ઘેરો છ મહિના પર્યંત રહ્યો હશે, નહિ તો એક બે મહિનામા દુકાળથી ફોજનુ વિનાશ થવુ, અને સાત્રન સામગ્રી ખાવાનું દેવાણુ નીકળવુ એ માનવામાં આવે એવી વાત નથી વળી સિરાઝ અફીફની ફીરોઝશાહી ઉપરથી માલૂમ પડે છે કે સુલતાન ફોજ સાથે છ મહિના સુધી કચ્છના રણમા માર્યો માર્યો ફરતો રહ્યો ત્યારે આખરે ગુજરાત પહોચ્યો એ તમામ ઉપર જણાવેલી બાબતો ધ્યાનમા રાખતા એ ચોક્કસ રીતે માલૂમ પડે છે કે ઇ સ ૧૩૬૧ ( હિ સ ૭૬૪ )મા બાદશાહ ગુજરાત પહોચ્યો એ જ સાલમા ગુજરાતના નાઝિમ નિઝામુલમુલ્કને બરતરફ કરવામા આવ્યો.

અમીર મીરાન મુરતોઝી ગુજરાતનો નાઝિમ હતો. તેણે આબાદી અને સહીસલામતી તેમજ પ્રાંતની ભલાઇ માટે ઘણી કોશીશ કરી."

ઝિયા બર્ની લખે છે કે તે પુરાણા નોકરો તેમજ હિતેચ્છુમાંનો એક છે મલેક મુરતોઝી ઇફ્તિખારૂલમુલ્ક ગુજરાતનો નાઝિમ છે, એણે લાંબા વખતથી દરબારની ખિદમત કરી છે. સત્યતા, ફરજ અને ન્યાયમાં તેમજ લોકોને તકલીફ કમ આપવામાં તે તેના જમાનામાં અદ્વિતીય છે અને સુલતાનની મહેરબાનીથી કેટલાં વર્ષોથી ગુજરાતનો નાઝિમ છે. કરકસર, અક્કલમંદી, મહેરબાની અને ઇન્સાફને લઇને આ લાંબી મુદત દરમ્યાન જ્યાં તોફાન ફસાદ પરેશાન કરે ત્યાં આનાથી વધુ વ્યવસ્થા થવી અસંભવિત છે તે એનું જ કામ છે. વળી સલ્તનતનું મહેસૂલ એવી રીતે ગોઠવ્યુ કે મુશ્કેલી વગર દરસાલ લાખો રૂપિયા ખઝાનામાં આવ્યા કરે છે." (પૃ. ૫૮૩)

વાત એવી છે કે નિઝામુલ્‌મુલ્કને કોઇ પણ જાતનો હુકમ આપવામાં આવ્યો નહતો અને તેથી તેણે રાજીખુશીથી કંઇ પણ કર્યું નહિ. ફીરોઝશાહના દિલમાં એમ હતું કે જો કે હુકમ આપવામાં આવ્યો નથી તેમ છતાં તમારે પંડે બુદ્ધિ પહોંચાડી મદદ મોકલવી જોઇતી હતી. આ ઇચ્છા કંઇ નાની ન હતી. સલ્તનતોમાં સામાન્ય રીતે હાથ નીચેના માણસો પાસેથી એવી આશા હાકેમ રાખે છે અને એવા જ ઘણાખરા લોકોને બક્ષિસો મળે છે અને ઘણા લોકોને

અહી રૂપિયાનો થાય છે. આ હિસાબે ગુજરાતની ઊપજ હાલના અંગ્રેજી સિક્કા પ્રમાણે પાંચ કરોડની થઈ[૧] પરંતુ મેં સુલતાન મહમૂદના ટંકાનું વજન કર્યું ત્યારે એક તોલાથી કંઈક વિશેષ માલૂમ પડ્યુ આથી ફીરોઝશાહના ટકા પણ એ જ વજનના હોય તો ખરી આમદની બે કરોડની ગણાય

આ જ સમય દરમિયાન એ બનાવ બન્યો કે જામ ખૈરૂદ્દીન પાદશાહ સિંધમાં ફરવા માટે નીકળ્યો. એક ગુફામાં મરેલા માણસોના હાડકાં જોઈ તેણે તપાસ કરવાનો હુકમ કર્યો એમ ખબર પડી કે કેટલાક વર્ષ પહેલા અમુક જમાતના માણસોએ ગુજરાતમાંથી આવતા એક કાફલા ઉપર છાપો મારી તમામ માલ કબ્જે કરી લીધો હતો અને તેના માણસોને તરવારથી કાપી નાખ્યાં હતા

જામે ફરમાન કર્યું કે "બધો માલ જમા કરવો અને તે તમામ ગુજરાતના હાકેમ ઉપર મોકલી દેવો કે જેથી મરનારના વારસોને શોધી શોધીને આપી દેવામા આવે" તેણે ખૂનીઓને સખ્ત સજા કરી[૨]

એ જ સમય દરમ્યાન મોહમ્મદ શરફુદીન (તખલ્લુસ "મુનહર") નામનો એક શાએર ફીરોઝશાહના પ્રશંસકોમા હતો ખંભાતમા તેની જાગીર હતી, પરંતુ તેનુ મહેસૂલ એક કોડી પણ પ્રાપ્ત થતુ નહતુ આખરે ગુસ્સે થઈ એક અરજી પદ્યમા લખી તેમા ખંભાતના હિંદુ દીવાનની સખ્ત નિન્દા કરી તે પછી પોતાની ગરીબાઈ જણાવતા તે લખે છે કે "મધ્યમ વર્ગના લોકો માટે ઓછામા ઓછી નીચેની ચીજો તો હોવી જ જોઈએ એક મકાન જેમાં એક ઓરડી, ચબૂતરો, ખંડ અને રસોડું, ગૃહસામાનમાં થાળ

---

૧ તારીખે હિંદ ભા ૨, પૃ૦ ૧૮૭ મા મૌલવી ઝકાઉલ્લા સાહેબે ૬૬ કરોડની આમદની લખી છે એ કોઈ પણ રીતે સાચી નથી સિરાઉ ઝ્અરીફ પૃ૦ ૨૨૧

૨ તારીખે મા'સૂમી પૃ૦ ૬૪, મુબઈ

લોટા, મીણબત્તી, ખુરસી, કામળો, પલંગ, થાળી, પ્યાલી, પ્યાલો, મોટા પ્યાલો, રકાબી, દેગ, તવો, પાત્ર, પાટલો તગારું, કડછી, ચાળણી, ચમચા, પાંડણીદસ્તો. ઘટી, પાણીની તોશી, છપ્પર પલંગ, પેટારો અને પેટારી હોવાં જોઇએ. ખોરાકમાં હલવો, ચોખા, માસ વગેરેનો સેરવો અને વિશેષ નહિ તો દવાખાનામાં દરદીઓને અપાતો ખોરાક તો હોવો જ જોઇએ, જેવો કે સવારે શક્તિ માટે ઘીમાં રાંધેલો ભાત અને સાથે કંઈક ખટાઈની વસ્તુ, સાંજે રોટલી, પખ્ની, કબાબ, પુલાઉ, બકરાનુ મગજ અને ઘઉં કે જવનો હરીસો ( એક જાતનો સેરવો ), કપડામાં ઝબ્બો, બોરિયા વિનાનું અંગરખુ, એ પડવાળી ચાદર (ઊનની, સીરિયા કે મક્કાની બનાવટની) અને મિસરી કે હિજાઝી અમ્મામો ( ફેંટો ).

કવિના આ બ્યાનથી તગલક સમયના લોકોની સામાજિક સ્થિતિ ઉપર પૂરતી રોશની પડે છે. એ સમયમાં હુસ્સામુલ્મુલ્ક શાહી દીવાન હતો. તેની જાગીર ૭ લાખ સુર્ખ ( લાલ ) ટંકાની હતી. અર્થાત્ ૭ લાખ અશરફી.

## ગુજરાતનો નાઝિમ ઝફરખાન

( ઈ. સ. ૧૩૬૨. હિ સ ૭૬૪ ) સુલતાન ફીરોઝશાહ ગુજરાતમાં આવ્યો ત્યારે નિઝામુલ્મુલ્કને બરતરફ કરી તેણે મલેક નાયબ બાર્બકને આ સૂબાના નાઝિમ તરીકે નીમવાની ઇચ્છા કરી. એ મુજબ ખિલાત અને હોદ્દા વગેરે તમામ જરૂરી બાબતોની વ્યવસ્થા કરી દીધી. પરંતુ કુરાનની ફાલ લેવાનું તેને યાદ આવ્યું અને ફાલ ઝફરખાનના નામનુ નીકળ્યું. ત્યારપછી સાદેસાદી રીતે ઝફરખાનને શાહી તખ્ત આગળ બોલાવવામાં આવ્યો અને ખિલાત આપી 'સરફરાઝ' કરી આ સૂબાના નાઝિમ તરીકે તેની નિમણૂક કરી.[૧] ઝફરખાન ફારસી અસલ બંગાળાનો રહીશ હતો. બંગાળા ગિયાસુદીન બલ્બનના વખતથી સ્વતંત્ર હતું. ગિયાસુદીન તગલક અને મોહમ્મદ તગલકે એ ઉપર ચડાઈ કરી, પરંતુ કેટલાક દિવસ પછી

---

૧. સિરાઝ અફીફ પૃ૦ ૨૨૫

એનો અંત પણ એવો આવ્યો, કે આખરે એ સ્વતંત્ર થઇ ગયું. ફીરોઝશાહના સમયમાં બંગાળાના બે ભાગ હતા. એકનું પાયતખ્ત "પિંડવા" હતું જે માલ્દાહની નજીક છે અને જ્યાં હાજી ઈલિયાસ શમ્સુદ્દીન હાકેમ હતો. બીજા ભાગનું પાયતખ્ત સુનારગામ હતું ત્યાંનો હાકેમ ફખરુદ્દીન હતો જેને આમ લોક ફખ્રા કહેતા હતા. ઝફરખાન ફારસી એ જ ફખરુદ્દીનનો જમાઈ થતો હતો. હાજી ઇલિયાસને હરાવી ફીરોઝશાહ પાછો આવ્યો ત્યારે હાજી ઇલિયાસે પોતાનો રોષ ફખરુદ્દીન ઉપર ઠાલવવાને અચાનક જઈ પહોંચી તેને ગિરફતાર કર્યો; તે પછી તેની કતલ કરી તમામ મુલ્ક પોતાના કબજામાં લીધો[૧] ઝફરખાન તે વખતે જીનેલા પ્રાંતોમાં મહેસૂલ ઉઘરાવવા ગયો હતો, તેથી તે બચી ગયો. હવે ઝફરખાનને સુનારગામ જવું ઠીક ન લાગ્યું અને એ વહાણમાં બેસી નાસી છૂટ્યો. લગભગ સારા હિંદમાં ફરી ફરી સિંધના ઠઠ્ઠા બંદરમા પહોંચ્યો અને ખુશ્કી માર્ગે ફરીથી દિલ્હી આવી ફીરોઝશાહના દરબારમાં આશ્રય લીધો. સુલતાન ફીરોઝે એના તરફ ઘણી જ માયા બતાવી, અને પહેલા જ દિવસે તેને ત્રણ હજાર ટંકા (સાડા આઠ હજાર રૂપિયા) કપડાં બદલવાના[૨] તરીકે ભેટ આપ્યા. તે પછી ચાર લાખ ટંકા (દશ લાખ રૂપિયા)ની રકમ અર્પણ કરવામાં આવી. તેને માટે એક હજાર સવાર અને પાયદળની વ્યવસ્થા કરી

૧. રિયાઝુસ્ સલાતીન તારીખે બંગાલામાં જણાવવામાં આવ્યું છે કે ફખરુદ્દીનને ઇ. સ. ૧૩૪૦ (હિ. સ ૭૪૧ ) માં સુલતાન અલાઉદ્દીન અલી મુબારકે મારી નાખ્યો. અને ફીરોઝશાહ તગલકે હાજી ઇલિયાસ શમ્સુદ્દીન પર ચડાઇ કરી, કારણ કે એ શાહઝાદો હતો તે વખતે એ તેનો નોકર હતો ત્યારે કંઈ ગુનો કરી તે નાસી છૂટ્યો હતો તે વખતે તપાસ કરી પણ તે મળ્યો નહોતો. અને ખુદાની મહેરબાનીથી બંને શાહ થઇ ગયા ત્યારે ફીરોઝશાહે તેનું વેર લીધું. સિરાજ અફીફ પૃ. ૯૬ થી ૧૦૫.

૨. સિરાજ અફીફે "જામા શુસ્તન" (અર્થાત્ કપડાં ધોવાં) લખ્યુ છે. કહેવાની મતલબ એ છે કે મુસાફરી કરી કપડાં મેલા થઈ ગયા; ધોઇને કપડા બદલ્યાં. આથી મેં "કપડાં બદલવા" તરજૂમો કર્યો છે.

અને નાયબ વઝીર બનાવ્યો. પરંતુ આથી તે કંઇ વધારે ખુશ ન થયો; તેથી ફીરોઝશાહે ખાનજહાન મલેક મકબૂલ વઝીર સાથે એ બાબતમાં મસલત કરી; તેમાં એમ નક્કી કરવામા આવ્યું કે ન્યાય આપવો જોઈએ અને તે પ્રમાણે એક ઝબરદસ્ત ફોજ લઇ ફીરોઝશાહ બંગાળા પહોચ્યો. એ સમય દરમ્યાન શમ્સુદીન મરણને શરણ થઇ ચૂકયો હતો અને તેની જગ્યાએ તેનો પુત્ર સિકંદર હતો. સિકંદરે નાસી છૂટી અકદાલા બેટમાં આશ્રય લીધો અને ફીરોઝશાહે તેને ઘેરો ઘાલ્યો સિંકદરને જ્યારે માલૂમ પડયુ કે અનાજ અને સામગ્રીનો અભાવ થઈ ગયો છે ત્યારે નાઇલાજે બાદશાહ સાથે તેણે સુલેહ કરી સિકંદરને તાજ આપવામાં આવ્યો અને ઝફરખાનને સુનારગામ પાછુ આપવામાં આવ્યુ. પરંતુ ઝફરખાનને જ્યારે માલૂમ પડયુ કે તેના ખાનદાનનો એક પણ આદમી જીવતો રહ્યો નથી ત્યારે ત્યાં રહેવું યોગ્ય ન લાગતા બાદશાહ સાથે પાછા આવવુ પસંદ કર્યું. દિલ્હી આવી બાદશાહે ઝફરખાનને નાયબ વઝીર તરીકે કાયમ કર્યો અને સુનારગામથી વધુ સારી જગ્યા આપવાનુ વચન આપ્યુ. શાહે આ વચન ગુજરાતની નિઝામત (નાઝિમપદ) આપી અદા કર્યું.[1] ઝફરખાનનું અસલ નામ જણવામા નથી આવ્યુ. 'ઝફરખાન'નો ખિતાબ તેના સસરાએ આપેલો હતો, જે ફીરોઝ સુલતાને કાયમ રાખ્યો. તબકાતે અકબરીના કર્તાએ "ઝફરખાન ફારસી" લખ્યું છે. આ ઉપરથી એમ ધારવામા આવે છે કે બહુધા એ પરદેશી (ઈરાની) માણસ હતો. શમ્સ સિરાઝ અફીફે પોતાની તારીખે ફીરોઝશાહીમા એક જગ્યાએ લખ્યું છે કે શમ્સુદીન દામગાની ઝફરખાનના સગાસબંધીમાંથી હતો. એ ઉપરથી સંશય રહે છે કે ઝફરખાન પણ દામગાની હોય. દામગાન ઈરાનની પાસે કુહિસ્તાનનો એક મશહૂર સૂબો છે, તેનુ મુખ્ય શહેર પણ દામગાન છે તે ક્યારે અને કોના સમયમાં

---

૧. તારીખે ફીરોઝશાહી સિરાઝ અફીફ પૃ ૧૬૭ પ્રસ્તાવના, ૯ ૧૦, ૧૧, ૧૨

હિંદમા આ યો એ વિશે કઈપણ માહિતી મળતી નથી અને ફરીથી કેવી રીતે નગાળા પહોંચી ફખરદ્દીનનો જમાઈ થયો ગે વિશે પણ ઈતિહાસ ચૂપ છે[1] મનુષ્યા ઝફરખાન હિંદમા એકનો જ આ યો હનો અને તેથી જ શમ્સુદીને ફખરૂદ્દીનના ખાનદાનને ગિરફતાર કર્યું ત્યારે તેનો કોઇ વારસ રહ્યો નહિ ટૂકમા ઝફરખાન ઇ સ ૧૩૬૧ (હિ મ ૭૬૩) પર્યંત ફીરોઝશાહ સાથે રહ્યો અને નાયબ વઝીરનું કામ કરતો રહ્યો એ ઓધ્ધાથી તે સતોષ માનતો અને હરેક રીતે નચિંત હતો ગુજગતનો નાઝિમ થયા પછી પોતાનો નાયબ મૂકી તેણે ફીરોઝશાહ સાથે ઠઠ્ઠાની બીજી લડાઈમા ભાગ લીધો જ્યારે ફીરોઝશાહ દિલ્હી પ છો ગયો ત્યારે ઝ રખાન ફરીથી ગુજગત આ યો ' ઝફરખાન ગુજરાતનો એક લાયક નાઝિમ હતો ઝિયા બર્ની લખે છે કે ' ખાન મુઅઝ્ઝમ ઝફરખાન દરબારના વડાઓ માંથી છે તે નાયબ વઝીરનો ઓધ્ધો શોભાવે છે અને એ ઓધ્ધો વિઝારત પછીના ઓધ્ધાઓમા સર્વથી ઉત્તમ માનવામા આવે છે ખુદાએ ઝફરખાનને પવિત્રતા ભલાઇ, દિયાનતદારી અને અકલ જેવા શણગારોથી શણગાર્યો છે તે કુરાનનો હાફિઝ પણ છે અને અદ્વિતીય રીતે કુરાન પઢે છે. તે કુરાન એવી રીતે પઢે છે કે સાભળ નારાઓ ઉપર નરમી અને અસ્થિરતા એવી તો આવી જાય છે કે તેઓ રડી પડે છે કારોબાર યોગ્યતા, હિમ્મત, બહાદુરી અને સખાવતમા એની કોઈ જોડ નથી ' (પૃ૦ ૫ ૪) ઝફરખાનની લાયકાતનો અન્દાજ આ ઉપરથી મળી જાય છે કે જ્યારે ખાન જહાન મકબૂલ વઝીર આઝમ વૃદ્ધ અને અશક્ત થઈ ગયો અને બાદશાહે ખાનજહાનને વિઝારતના ઓધ્ધાથી દૂર કરવાની અને રાજ્યના ઉમરાવોમાથી કોઈને વઝીર બનાવવાની ઇચ્છા કરી ત્યારે

૧ આશ્ચર્યની વાત છે કે રિયાઝસ સલાતીન બગાળાની તારીખમા પણ એ વિષે કઇ નથી

૨ સિરાજ અફીફ પૃ ૨૩૪

પસંદગી માટે દરેકની નજર ઝફરખાન તરફ ગઈ.[1] ઈ. સ. ૧૩૬૮ (હિ. સ. ૭૭૦) માં ફીરોઝશાહે એક ફોજ સૌરાષ્ટ્રમાં મોકલી જેમાં શમ્સખાન અને મલેક ઇઝઝુદ્દીન યહ્યા બે અનુભવી સેનાપતિ હતા. શમ્સખાન જૂનાગઢને ઘેરો ઘાલી વિજેતા થયો. અને બીજી ફોજ ઇઝઝુદીનની સરદારી નીચે રાજકુવરપાલની ખબર લેવા માંગરોળ પહોંચી.[2] માંગરોળ સૌરાષ્ટ્રમાં એક દરિયા કિનારા ઉપર આવેલું સ્થળ

૧. સિરાજ અરીફ પૃ. ૪૦૫.

૨. મેં "ખબર લેવા" (ઉર્દૂમાં તમ્બીહ) લખ્યું, કારણ કે આ લડાઇનો કોઇપણ ઇતિહાસમાં કંઈ ઉલ્લેખ નથી અને જાહેર રીતે લડાઈ માટેનું કંઈ કારણ પણ જણાતું નથી કે જેથી ચડાઇ કરવી પડે. એટલે એમ માની શકાય કે આ પહેલાં મોહમ્મદ તગલકે જૂનાગઢ જીત્યું હતું અને તેના ગોહિયા પ્રાંતો કિનારા સહિત તેના તાબામાં હતા તેમા માંગરોળનો રાજ્ય પણ હતો. મોહમ્મદ તગલકના અવસાન પછી ફીરોઝશાહ દિલ્હીના ફસાદ ટંટામાથી ફારેગ ન થયો અને એ તરફ લક્ષ આપ્યું નહિ. આ તકનો લાભ લઈ બંને સ્વતંત્ર થઈ ગયા. અને બહુધા જૂનાગઢના કિલ્લાની કુદરતી મજબૂતાઈ જોઈ ગુજરાતના નાઝિમે મુકાબલો કરવાની હિમ્મત ન કરી. ઠઠ્ઠાના હુમલા વખતે ફીરોઝશાહ તગલક જ્યારે ગુજરાતમાં આવ્યો ત્યારે બહુધા તેનું ધ્યાન એ તરફ ગયુ અને ઠઠ્ઠાની જીત પછી દિલ્હી જઈ ત્યાંથી ફોજ મોકલી. દીવાન રણછોડજીએ પોતાની તારીખે સોરઠમાં આ બનાવનો ઉલ્લેખ તો કર્યો છે, પરંતુ તે પણ કોઈ કારણ જણાવતા નથી (પૃ. ૪૮ કર્તાના હાથે લખેલી). બીજી એક વાત એ પણ બની શકે છે કે માંગરોળ બંદર હોવાથી હંમેશાં જુદા જુદા ધર્મના વેપારીઓનું રહેવાનું સ્થળ થયુ હતું. રાજાનો સંબંધ મુસલમાન વેપારીઓ સાથે સારો ન હોય અને મુસલમાનોના સંરક્ષણ માટે એક નાની સરખી ફોજ મોકલવી પડી હોય એ સંભવિત છે. ટૂંકમા રાજાએ મોહમ્મદ તગલકના પછી સ્વતંત્ર થઈ ખંડણી ભરવાનું બંધ કર્યું હોય અને એનો હેતુ મુસલમાનોનું રક્ષણ કરવાનો હોય. એમાંથી કંઇપણ કારણ હોય, પરંતુ આ કોઈ મહાન ચડાઇ ન હતી; નહિતો કોઈ મશહૂર સેનાપતિને ફીરોઝશાહે મોકલ્યો હોત, કારણ કે શમ્સખાન અને ઇઝઝુદ્દીન સામાન્ય પંક્તિના હતા. ઇતિહાસમાં તેમના કોઇ ખાસ કામનો ઉલ્લેખ નથી.

છે. એ ફોજ દિલ્હીથી રવાના થઈ માંગરોળ પહોંચી ત્યારે રાજાએ સુલેહ કરવાને બદલે લડાઈ લડવાનું વધારે પસંદ કર્યું. એ જ ફોજ સાથે સૈયદ સિકંદર મસઊદ (ખુદાની રહેમત તેના ઉપર હજો) પણ હતો[1] તેણે તેના અનુયાયીઓ સાથે આ જંગમાં ભાગ લઈ બને તેટલો

---

અવમત્ત ઝિયાઉદ્દીન બર્નીએ ફીરોઝશાહી ઉમરાવોની ફેહરિસ્ત લખી છે તેમાં એક અમીરનું નામ મલેક ઇઝઝુદ્દીન પણ છે. કદાચ એ પણ હોય. જામે મસ્જિદના શિલાલેખ ઉપરથી એના બાપનું નામ આરામશાહ હોય એમ જણાય છે. બદાયૂની ભા. ૧. પૃ. ૨૨૬ પ્રેસ કલકત્તામાં જણાવવામાં આવ્યું છે કે 'મોહમ્મદ તઘલક પછી મલેક ઈઝઝુદ્દીન યહ્યાને 'આઝમુલ્મુલ્ક'નો ખિતાબ મળ્યો.' બહુધા આ જ ફતેહ માટે એ ખિતાબ મળ્યો હોય.

૧. તઝકિરતુલ્ અન્સાબમાં જણાવવામાં આવ્યું છે કે "તેમનું પવિત્ર નામ સૈયદ સિકંદર બિન મસઊદ હુસેની છે. તેમની વંશાવળી આ પ્રમાણે છે સૈયદ સિકંદર બિન મસઊદ બિન ઉમર બિન કાસિમ બિન શાહજી બિન અલી બિન મૂસા બિન અલી બિન હસન બિન અલી બિન ઈબ્રાહીમ બિન મૂસા કાઝિમ. તેમનું વતન તિરમિઝ નામનું તુર્કસ્તાનનું એક મશહૂર શહેર છે. યુવાવસ્થાની શરૂઆતમાં તિરમિઝથી ઉચ્છ (સિંધ) આવી રહ્યા. લાંબા સમય પર્યંત હઝરત સૈયદ જલાલુદ્દીન મખદૂમે જહાનિયાન જહાન ગશ્તના મુરીદોની મંડળીમાં રહી સુલૂક (સૂફીવાદમાં ખુદાની સમીપ જવાના રસ્તો) ની તાલીમ લીધી લગભગ ૨૦ વરસની ઉમરમાં પોતાની જગ્યા સોંપી ખિર્કો (ફકીરોના પવિત્ર પોશાક) અર્પણ કર્યો. માંગરોળ-સૌરાષ્ટ્રમાં દોરવણીનું કામ સોંપી રવાના કર્યા. સિંધથી પ્રથમ તો તે દિલ્હી આવ્યા. ફીરોઝશાહને મળી ઈઝઝુદ્દીનની ફોજ સાથે માંગરોળ પહોંચ્યા"...અંત પર્યંત. આ ઉપરથી એમ જણાય છે કે તે ખુશ્કી માર્ગે માંગરોળ આવ્યા. ઉચ્છથી તો દરિયાઈ માર્ગે માંગરોળ આવી શકે; જેમકે એ બાબત જાણીતી છે. વળી એમ પણ પ્રચલિત છે કે "મઝકૂર જનાબ સૈયદ વરઘોડાને બહાને ..સિપાઈઓ (ખાસ મુરીદો) સાથે પડદાવાળી ગાડીમાં બેસી કિલ્લામાં પહોંચ્યા" મારી માન્યતા મુજબ ઉચ્ચ કોટિના મહાન પુરુષો આવી દુનિયાદારીની તિરસ્કાર કરેલી બાબતોથી પર છે ખરી વસ્તુસ્થિતિ એ છે કે બેદરકાર લોકોએ લાગતા વળગતા બનાવો એમને લાગુ પાડયા છે. મિરાતે મુસ્તફાબાદના કર્તાએ

યાદગીરી રૂપે જામે મસ્જિદનો પાયો નંખાયો જે હિ. સ. ૭૮૫ (ઈ. સ. ૧૩૮૩)માં સંપૂર્ણપણે તૈયાર થઈ, જેમકે જામે મસ્જિદના શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે. એ હાલમાં જામે મસ્જિદથી પૂર્વ દિશામાં સામે આવેલી વહોરાવાડની મસ્જિદમાં સુરક્ષિત રાખવાના ખ્યાલથી મૂકવામાં આવ્યો છે, કારણ કે જામે મસ્જિદના મરામતના અભાવે આ શિલાલેખ છૂટો થઇ તૂટી પડયો હતો. તે શિલાલેખ નીચે પ્રમાણે છેઃ—

"અલ્લાહ તા'લાએ કહ્યું—

મસીદો અલ્લાહને માટે જ બનાવવામાં આવે છે તેથી અલ્લાહ સાથે કોઇ બીજાની પૂજા ન કરો.

૧. એવા પાદશાહના સમયમાં કે જેના દરબારમાં શાહો માથું જમીન ઉપર ધૂળની પેઠે રાખે છે.

૨. ફીરોઝશાહ, દુનિયાનો વિજેતા શાહ, ધર્મનો રક્ષક જેણે નાસ્તિકોનો પાયો ઉખેડી નાખ્યો.

---

રહ્યા. પિતાના અવસાન પછી મેં પણ શક્તિના પ્રમાણમા તેમની જેમ જ કામ ચાલુ રાખ્યુ."

આ ઉપરથી એમ જણાય છે કે સૈયદ રુકનુદ્દીને પોતાના પિતાને પગલે ચાલી કામ કર્યું સૈયદ આદમે પોતાના પિતા સૈયદ સિકંદરના જેવું જ કામ કર્યું. દરેક ઇતિહાસનવીસ લખે છે કે સૈયદ રુકનુદ્દીન માંગરોળના હાકેમ ન હતા, પરંતુ મુસલમાનોમા અગ્રગણ્ય પુરુષ અને તેમને દોરવણી આપનારા હતા. આમ તેમના બાપદાદા પણ આવા જ હતા. અને તેઓ જણાવે છે કે "સૈયદુસ્સાદાત ચુનાચે ફરમાન બઅ સરાન્જામ રસાનીદા અન્દ "નો ભાવાર્થ એ છે કે મખદૂમ જલાલુદ્દીનના હુકમ મુજબ માંગરોળમાં રહી ઇસ્લામનો પ્રચાર કરતા રહ્યા, જેમકે હઝરત મોઈનુદ્દીન ચિશ્તીએ વસવાટ કર્યો હતો. જામે મસ્જિદના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે માંગરોળનો હાકેમ ઈઝ્ઝુદ્દીન હતો. મિરાને મુસ્તફાબાદના કર્તાએ મસ્જિદ પૂરી થવાની સાલ ખોટી લખી છે. અસલ શિલાલેખમાં ખતમ થયાની સાલ હિ. સ. ૭૮૫ છે. આ પૂરો શિલાલેખ પણ ઉપર લખ્યો છે.

૩. ધર્મની જ્યોતમાં તેમને લીધે તેમના રાજ્ય દરમ્યાન પ્રકાશ આવ્યો, જે હમેશ માટે કાયમ રહે !

૪. ઇઝ્ઝુદ્દીન બિન આગમશાહની કોશિશને લઈને ખુદાની મહેરબાનીથી આ મ્થળનો પાયો નંખાયો.

૫. એ તેના સમયમાં જ પૂરી થઈ. એવી આશા રાખવામાં આવે છે કે એના તમામ ગુના માફ થશે.

૬. પેગમ્બરની હિજરી ૭૦૦ ઉપર ૮૫ (૭૮૫) ની સાલ હતી.

૭. ઓહ ખુદા ! તારી મહેરબાની અને સહાનુભૂતિથી એ બાંધનારના તમામ ગુના બંને દુનિયામાં માફ કર અને સલામ.

તાહિર ઉસ્માન જાફરી"

આ મસ્જિદ બારથી પંદર સાલના સમય દરમ્યાન બનીને તૈયાર થઈ ગઈ. એ શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે ઇઝ્ઝુદ્દીને એ સ્થળના હાકેમ તરીકે બરાબર પંદર સાલ પર્યંત કામ કર્યું હતું; પરંતુ એ નથી જણાતું કે અહીંની હકૂમતનો સંબંધ સીધો દિલ્હી સાથે હતો કે તે ગુજરાતના નાઝિમના હાથ નીચે કામ કરતો હતો. સૈયદના સિકંદર મસઊદ (રહ.) એ જ જગ્યાએ રહ્યા. તેમની ખાનકાહ (મઠ) માટે સુલતાન તરફથી એક ગામની ભેટ આપવામાં આવી તેનું નામ દેવલપુર હતું, તે બદલી મખ્દૂમપુર (અત્યારનું મકતુપુર) રાખવામાં આવ્યું. આજ પર્યંત તે એના ખાનદાનના કબ્જામાં છે. તેમનો જન્મ ઇ. સ. ૧૩૪૯ (હિ. સ. ૭૫૦)માં થયો હતો. ૭૫ વરસનુ આયુષ ભોગવી ઈ. સ. ૧૪૨૧ (હિ. સ. ૮૨૫)માં બીજી દુનિયા તરફ તેમણે કૂચ કરી હતી. સામાન્ય રીતે માંગરોળના સૈયદો તેમના ખાનદાનમાંથી ઊતરી આવેલા છે. તેમની કબર ત્યાં જ છે. ત્યાં ઓરસ દર સાલ ભરાય છે. તેમની યાદગીરીની પવિત્ર વસ્તુઓમાંથી કેટલીક ખાસિયતોને લઇને ઉલ્લેખ કરવા યોગ્ય છે. દાખલા તરીકે

સૈયદ રાજુ કત્તાલની લૂગી મુલતાની બનાવટની હોવાથી જોવા લાયક છે. હઝરત ફખરુદીન (રહ.)નો કાંસકો, સૈયદના સિકંદર મસઊદ (રહ.)નો અમ્મામો (ફેંટો) પણ કારીગરીને હિસાબે યાદગીરી તરીકે રાખવા જેવા છે. એક બીજી તાજુબી પમાડે એવી ચીજ કુરાન છે જે કાપડ ઉપર છે. મારો તો એવો અભિપ્રાય છે કે એને યાદગીરીની પવિત્ર ચીજો સાથે રાખવા કરતાં એક કાચની અલમારીમાં ખુલ્લું કરી રાખવામાં આવે તો સમય પર લોકો તેને જોઈ શકે. સૈયદના સિકંદર (રહ.) નો ઝબ્બો પણ છે જે પગો જ બરકત આપનારો છે. એક સોનેરી કુરાને પાક પણ જોવામાં છે, જે હઝરત મખ્દૂમની મા સાથે સંબંધ ધરાવે છે. સંખ્યાબંધ ઝંડા છે જે મખ્દૂમ સૈયદ સિકંદરના જમાનાની માંગરોળની ફતેહની યાદગાર રૂપે છે. એક વિશેષ આકર્ષક વસ્તુ પથ્થરનો પ્યાલો છે જે તેની પારદર્શકતાને લઈને અંદરની ચીજોનું પ્રતિબિંબ બહાર ફેંકે છે. આ પ્યાલો ખરેખર કોઈ સફેદ પથ્થરનો છે, પરંતુ તે આરસપહાણ નથી. બહુધા તે પોખરાજ છે અને કોઈ હોશિયાર કારીગરે અંદર તેમજ બહારથી ઉત્તમ રીતે તેનું પોલિશ કર્યું છે. પુરાણા જમાનાની હિંદી કારીગરીનો એ એક જોવાલાયક નમૂનો છે. હઝરત નિઝામુદીન ઔલિયા અને નસીરુદીન ચેરાગ દહેલવીનાં પણ કેટલાંક કપડાં હતાં. જહાંગીરના સમયમાં બુખારી સૈયદો પણ એ જ સ્થળે આવી વસ્યા. તેમનો પૂર્વજ સૈયદ મુર્તઝા ફરીદખાન હતો. ઝફરખાને ગુજરાતમાં લગભગ આઠ દસ વરસ હકૂમત કરી અને આખરે ઇ. સ. ૧૩૬૯ (હિ. સ. ૭૭૧)માં તેનું અવસાન થયું.[1] અફસોસની વાત છે કે આનાથી વિશેષ હકીકત ઝફરખાન વિશે મળી નથી. ખાસ કરીને ગુજરાતમાં તેણે કેવી રીતે રાજ્ય કર્યું, શી શી વ્યવસ્થા કરી, ગુજરાતના ઉમરાવો સાથે તેના કેવા સબંધો હતા એ તમામ ઉપર અંધારપિછોડો છે.

---

૧. સિરાઝ અફીફ, પૃ. ૫૦૫

## દરિયાખાન (ઉર્ફે ઝફરખાન બીજો)
### ગુજરાતનો નાઝિમ (ઈ. સ ૧૩૬૯–હિ. સ. ૭૭૧)

પહેલા ઝફરખાનના અવસાન પછી ફીરોઝશાહ તગલકે તેના વડા પુત્ર દરિયાખાનને ઝફરખાનનો ખિતાબ આપી પિતાની જગ્યાએ ગુજરાતના નાઝિમ તરીકે નીમ્યો. બાપનો વારસો મેળવી એ હરેક જાતની શાંતિ પ્રાપ્ત કરી વ્યવસ્થામાં રોકાયો. હરેક જગ્યાએ સલ્તનતની જમાવટ થઈ ગઈ હતી, તેથી તેને કંઈ પણ વધુ તકલીફ લેવી ન પડી. એ તેના પિતાનો સપૂત હતો. નિઝામતના તખ્ત ઉપર કદમ રાખતાં જ દરેક બાબત ઉપર ધ્યાનપૂર્વક એણે ઊંડો વિચાર કર્યો. સલ્તનતના દરેક ટુકડાની તપાસ કરી એવી ઉમદા વ્યવસ્થા કરી કે ગુજરાતના ખૂણે ખૂણામાં શાંતિ નજરે પડવા લાગી. તે ઉપરાંત આસપાસની સલ્તનતો ઉપર પણ તેનો પ્રભાવ પડવા લાગ્યો. જેમકે જ્યાંસુધી તે એ ઓધ્ધા ઉપર રહ્યો ત્યાંસુધી દોલતાબાદ (દક્ષિણ)-ના લોકો એનાથી ડરતા રહ્યા. બાદશાહના ગોઠિયાઓએ એક વખત સુલતાન ફીરોઝશાહને એવું જણાવ્યું કે 'ઝફરખાને દરબારમાં આપની પાસે રહેવું જોઇએ.' (મારી માન્યતા એવી છે કે ભવ્ય પ્રભાવથી ડરી બાદશાહ તેમજ રાજ્યના ઉમરાવોએ એવે બહાને બોલાવી લીધો કે તમારું દરબારમાં રહેવું વધુ જરૂરી છે.) આથી તે બાદશાહના દરબારમાં આવ્યો અને મલેક શમ્સુદ્દીન અબુ રજાને ઇ. સ. ૧૩૭૮ (હિ. સ. ૭૮૧)માં નાયબ નાઝિમ તરીકે નીમવામાં આવ્યો. એ પહેલાં સામાનાનો નાયબ નાઝિમ હતો. મલેક શમ્સુદ્દીન અબૂ રજા એક તોફાની આદમી હતો, તેણે સામાનાની માફક ગુજરાતમાં પણ હજારો જાતના જુલમો અને સિતમો શોધ્યા અને લોકોને હેરાન પરેશાન કરી નાંખ્યા. આથી આમદની પણ ઓછી થઈ ગઈ. સિરાઝ-અફીફ લખે છે કે "મલેક શમ્સુદ્દીનને સામાના સૂબાની નિઝામત ઉપરથી બરતરફ કર્યો તે પછી મજકૂર મલેક ગુજરાતની નિઝામત હાંસિલ કરી ગુજરાત પહોંચ્યો, એ સમયે સુલતાન ફીરોઝશાહ તરફથી

ગુજરાતનો નાઝિમ ઝફરખાન બિન ઝફરખાન એટલે કે દરિયાખાન (ખુદા તેના ઉપર રહેમત કરે) હતો. ટૂંકમાં જ્યારે મલેક શમ્સુદ્દીન ગુજરાતમાં આવ્યો ત્યારે તેણે પણ અહીં નવી નવી પદ્ધતિઓ શોધી અજમાવી. સૂબાની હાલતમા કંઈ પણ ફેર પડયો ન હતો, તેમ છતા પહેલાંના જેવી વેરાની ફરીથી આવી ગઈ. કેટલાક દિવસ પછી એ મલેક અહીથી પણ બરતરફ થયો અને ગુજરાતની રૈયતને મુક્તિ મળી."

ઝિયા ઉલ-મુલ્ક અબૂ રજા (મલેક શમ્સુદ્દીન) આમ તો ઘણો વિદ્વાન મુત્સદ્દી હતો, પરંતુ સાથે સાથે અભિમાની પણ તેટલો જ હતો. બાદશાહ સિવાય કોઈની પરવા પણ ન કરતો. એ શાએર પણ હતો. કેટલીક દીવાન પણ પાદશાહ આગળ ધરી હતી. એ સા'દી સિરાઝીથી પોતાને કમ ગણતો ન હતો,[1] આથી લોકો તેને ધિક્કારતા હતા. એ દિયાનતનો પણ સાચો ન હતો. જેમકે જ્યારે ગુજરાત આવવા માંડયુ ત્યારે શાહી ખઝાનામાંથી નેવું હજાર સિક્કા (બહુધા ટકા) સામાનાની તૈયારી માટે આપવામાં આવ્યા હતા જે તેણે છેવટ સુધી પાછા આપ્યા નહિ.[2] લાંચ રુશવત લેવાની પણ ટેવ પડી ગઈ હતી. છેતરપીંડી કરવી એ પણ એને માટે કોઈ મોટી વાત ન હતી. જ્યારે પાદશાહનું ફરમાન આવ્યું કે સોદાગર નાઈલના ટાપુ (આફ્રિકા)માંથી હાથી લાવે અને તે રસ્તામાં મરી જાય તો તેની પણ કીમત ખજાનામાંથી આપવી. મલેક શમ્સુદ્દીન અબૂ રજાએ કેટલાયે હાથીઓનું દામ આ પ્રમાણે મરી ગયા કહી વસૂલ કરી લીધુ. ખરેખર એ બિલકુલ બનાવટી બિલ હતું.[3] આ પરિસ્થિતિ તથા બનાવોને લઈને ગુજરાતની

૧. મિરાતે અહમદીમા લખનારની ચૂકથી અને મિરાતે મોહમ્મદીમા ભૂલથી અનવરખાન લખવામા આવ્યું છે "અબૂ રજાયાન" મંડળના સભ્યને અબૂ રજા કહેવામાં આવે છે સિરાજ અફીફ પૃ ૪૫૪ કલકત્તા.

૨. પૃ. ૪૫૫ કલકત્તા

૩. પૃ. ૪૬૦ કલકત્તા.

સુલેહશાંતિ તેમજ મહેસૂલમાં કમી આવી ગઈ. બાદશાહને વિચાર આવ્યો કે કોઈ ડાહ્યા પુરુષને ગુજરાત મોકલવાથી ત્યાંનો મામલો વ્યવસ્થિત થાય. શમ્સુદ્દીન દામગાની જે ઝફરખાનનો સગો હતો તેને ખબર પડી. તેણે પોતાને માટે કોશિશ કરવા માંડી. તે એક વજનદાર આદમી હતો અને દરબારમાં પણ એનું માન હતું, તેણે ઈમાદુલમુલ્કની મારફત દરખાસ્ત કરી. બાદશાહે જવાબ આપ્યો કે આદમી તો લાયક છે, પરંતુ ઘણો ફિતૂરી છે. હંમેશા એના તરફથી તોફાનનો ડર રહે છે. આ એક જાતનો ઇન્કાર હતો. તેમ છતાં ઈમાદુલમુલ્ક નિરાશ ન થયો અને તેને માટે લગાતાર કોશિશ કરવાનું ચાલુ રાખ્યું. એટલે સુધી કે બાદશાહે સંમતિ આપી અને હાજર થવાનો હુકમ કર્યો. હાજર થતાં તેને જણાવવામાં આવ્યું કે "શમ્સ દામગાની! કંઇ જામીનગીરી પેશ કરો." દામગાનીએ કહ્યું કે "દરબારના ઉમરાવોમાંના જે શખ્સ માટે કહેવામાં આવે તેને જામીન તરીકે પેશ કરી શકું છું." હુકમ થયો કે "હઝરત શેખ નિઝામુદ્દીન ઓલિયાને (રહ.) જામીન તરીકે રાખો." તેણે જવાબ હકારમાં આપ્યો. આથી બીજે દિવસે બાદશાહ શમ્સુદ્દીન દામગાની સાથે હઝરત નિઝામુદ્દીન (રહ.)ની પવિત્ર દરગાહ પાસે ગયો અને પોતાની સામે કિબ્લા (મક્કા) તરફ ઊભા રહી સ્વીકાર કર્યો.[1] પરંતુ સામાન્ય ઇતિહાસોમાં જણાવવામાં આવ્યું છે કે શમ્સુદ્દીન દામગાનીએ બાદશાહને વિનંતિપૂર્વક કહ્યું કે 'ગુજરાતના સૂબાની આમદની પુષ્કળ છે, પરંતુ દીવાન ખાતામાં લોકો સાફ સાફ સત્ય વાત કહેતા નથી. જો આ સૂબો મને સોંપવામાં આવે તો વાર્ષિક આમદની બે કરોડ ઉપરાંત, ૧૦૦ હાથી, ચાળીસ લાખ ટંકા અને ચારસો હિંદી, અને હબશી ગુલામ, અને અરબી અને ઈરાકી ઘોડાનો શાહી ખજાનામાં ઉમેરો કરતો રહું.' બાદશાહે જવાબ આપ્યો કે ઝફરખાન બીજાનો નાયબ શમ્સુદ્દીન અબૂ રજા જે હાલમાં ગુજરાતમાં કામ કરે છે

૧. પૃ.૪૮૫, ૨. પૃ. ૪૮૬ ૩. સિરાજ અફીફ, પૃ. ૫૦૦ કલકત્તા.

તેને જણાવવુ જે તે પણ આ વધારાની રકમ આપવા કબૂલ કરે તો તે જ એનો વધારે હક્કદાર છે આથી શમ્સુદ્દીન અમૂ રજાને જ્યારે આ બાબતની ખબર આપવામા આવી ત્યારે તેણે આ વાત નામજૂર કરી દામગાનીને દરબારમાં બોલાવવામા આવ્યો સોનેરી કમરપટો, ભાલો અને ઘોડો ( પાવખીનો પ્રકાર ) તેને અર્પણ કરી ગુજરાતની નિઝામત તેને સોંપવામા આવી આ બનાવ ઈ સ ૧૩૭૮ (હિ સ ૭૮૧ )નો છે [1]

## શમ્સુદ્દીન દામગાની

### ગુજરાતનો નાઝિમ—(ઈ સ. ૧૩૭૯-હિ સ. ૭૮૧)

દામગાન એક શહેરનું નામ છે, જે કોહિસ્તાનમાં આવેલું છે. કોહિસ્તાનને ઈરાનનો એક પ્રાંત ગણવામાં આવે છે [2] શમ્સુદ્દીન દામગાની

---

૧ સામાન્ય ઇતિહાસકારોએ આ બનાવ હિ સ ૭૬૮ (ઇ સ ૧૩૬૬) નો લખ્યો છે પરંતુ ફીરોઝશાહીનો કર્તા જણાવે છે કે હિ સ ૭૮૨ (ઈ સ ૧૩૮૦)મા દામગાનીએ બળવો કર્યો (પૃ ૪૯૭) અને એ તો સચોટ વાત છે કે દામગાની ફક્ત એક માસ ગુજરાતનો નાઝિમ રહ્યો આ હિસાબે અમૂ રજાની બરતરફી અને દામગાનીની નિમણૂક હિ સ ૭૮૧ (ઈ સ ૧૩૭૯)મા થઇ મિરાતે મુસ્તફાબાદના કર્તાએ અમૂ રજાનો ઉલ્લેખ ઝફરખાન પહેલાના સમયમા કર્યો છે એ કોઈપણ રીતે સત્ય નથી (મિરાત અહ્મદી પૃ ૪૧૪ કલકત્તા અને મિરાતે અહ્મદી પૃ ૩૯ ભાગ ૧ કલકત્તા) અમૂ રજા દરિયાખાન (ઝફરખાન બીજા) ના સમયમા નાયબ નાઝિમ હતો ઝફરખાન પહેલાનુ અવસાન હિ સ ૭૭૧મા થયુ. (મિરાત અહ્મદી ૪૦૫) આથી તો જૂનાગઢ ઉપર તેણે હુમલો કર્યો હશે તો ઝફરખાન બીજાના સમયમા નહિ કે સૈયદ સિકંદર સાથે, જેમકે કર્તાએ લખ્યુ છે વળી મિરાતે અહ્મદીનો આધાર પણ સત્ય નથી, કારણ કે તેણે જૂનાગઢના હુમલાનો કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી તે ઉપરાંત ચઢાઈ કરનારનુ નામ શમ્સખાન હતુ ન કે શમ્સુદ્દીન

૨ ફરહંગે રશીદી પૃષ્ઠ ૩૮૪ કલકત્તા

એ જ સ્થળનો વતની હતો. શમ્સુદ્દીન કાકમાક સહ ગુજરાત પહોંચ્યો અને મુલ્કની વ્યવસ્થામાં રોકાયો. પરંતુ કેટલાક દિવસ પછી એને માલૂમ પડયુ કે વાયદો અદા કરવો મુશ્કેલ છે. તેથી તેણે દરેક તરફથી માલ દોલત સમેટવાનુ શરૂ કર્યું અને બળજબરીથી લોકો પાસે વસૂલ કરવા માંડયુ, મોટા મોટા સરદારો અને ખાસ કરીને સદા અમીરો નારાજ થયા. તે પછી તેણે પરદેશી લોકોને છોડી દેશભાઈ એ સાથે સબધ બાંધ્યો. કાફરો અને દેશીરાજાઓ સાથે સુલેહશાંતિ કરી ખુદમુખ્તારીનુ સ્વપ્નુ સેવવા લાગ્યો. એ જ ઇરાદાથી તેણે વાર્ષિક ખંડણી પણ દિલ્હી ન મોકલી અને પોતાની ખુદ મુખ્તારીની જાહેરાત કરી દીધી. ગુજરાતના મુસ્લિમો અને ખાસ કરીને સદા અમીરો પહેલેથી જ નારાજ હતા અને જાહેરાતથી વધુ ઉશ્કેરાયા. મલેક શેખ કુબમાલ અને શેખ ફરીદુદ્દીન વગેરે વહેલી સવારે દરબાનની કતલ કરી ભાલા સાથે મકાનમાં દાખલ થયા અને દામગાનીની કતલ કરી[2] આ પહેલાં લોકોએ એક દરખાસ્ત પાદશાહ પાસે રવાના કરી દીધી હતી, જેમાં દામગાની વિશે શિકાયત કરી હતી. એ અરજી પાદશાહ આગળ પેશ કરવામાં પણ આવી ન હતી એટલામાં સદા અમીરોના ઝડપી કાસિદે બળવાખોર દામગાનીનુ મસ્તક બાદશાહ આગળ પેશ કર્યું. લોકોએ ખુદાનો આભાર માન્યો કે એ બળવો દિલ્હીથી ફોજ મોકલ્યા વગર દબાઇ ગયો. આ સમયે ગુજરાતની આમદની વાર્ષિક ૨૦ લાખ ટકા હતી.[3]

---

૧. ફીરોઝશાહી સિરાઝ અફીફ પૃ. ૫૦૨ કલકત્તા. તબકાતે અકબરીના કર્તાએ એનાથી જુદું જ લખ્યું છે અર્થાત્ દામગાનીએ સદા અમીરોને મળી બળવો કર્યો અને દિલ્હીથી સુલતાની લશ્કરે આવી તેની કતલ કરી. એમા કોઈપણ રીતે સત્યતા નથી. એનો સમકાલીન બદાયૂની પણ સંમત નથી. પરંતુ તે ફરિશ્તાનું અને ફીરોઝશાહી સમર્થન કરે છે.

૩. ઇલિયટનો ઇતિહાસ ભા. ૩, ૩૪૫–૩૮૮

## મલેક મુફર્રહ મુલતાની (ખિતાબ "ફરહતુલ્‌મુલ્ક")
### ગુજરાતનો નાઝિમ (ઈ. સ. ૧૩૮૦ – હિ. સ. ૭૮૨)

શમ્સુદ્દીન દામગાનીની કતલ પછી મલેક મુફર્રહ નિઝામ શાહ સુલતાનીને 'ફરહતુલ્‌મુલ્ક'નો ખિતાબ આપી ગુજરાતનો નાઝિમ બનાવવામાં આવ્યો. ફરહતુલ્‌મુલ્કનું અસલ નામ રાસ્તીખાન બિન મલેક ફતુલમુલ્ક હતુ. તેણે ગુજરાતમાં આવી રાજ્યનો યોગ્ય બંદોબસ્ત કર્યો. સદ્દા અમીરોને રાજી કરી સુંદર મૈત્રી બાંધી. કોળીઓને પણ યોગ્ય શિક્ષા કરી. થોડા દિવસ પછી દરેક બાજૂએ શાંતિ નજરે પડવા લાગી અને મલેક મુફર્રહ આરામથી ઝિંદગી ગુજારવા લાગ્યો. એ સમયે હઝરત જલાલુદ્દીન જહાનિયાન જહાન ગશત (રહ.) સોમનાથ નજીક આવેલા માંગરોળ બંદરે આવ્યા. બહુધા હઝરત સૈયદ સિકંદર (રહ.)ની મુલાકાત માટે આવ્યા હશે. ત્યાંસુધી માંગરોળમાં જામે મસ્જિદ પૂરી બંધાઈ ચૂકી ન હતી. આથી મારું માનવું છે કે તેમણે એક બીજી નાની સરખી મસ્જિદ બનાવી રાખી હશે આજકાલ તે "મસ્જિદે રહમત"ના નામથી ઓળખાય છે. તે ભાંગી તૂટી સ્થિતિમાં છે. વસ્તીથી પણ સહેજ દૂર છે. તે ઉપર જે શિલાલેખ છે તે નીચે પ્રમાણે છે; જે વાંચી નથી શકાયું ત્યાં ટપકાં મૂકવામાં આવ્યાં છેઃ– "આ મસ્જિદે રહેમત કાઝીઓના કાઝી...કાઝી... સૈયદોના સૈયદ, શેખોના શેખ, કુત્બુદ્દુનિયા, જલાલુલ્હક્ક વશશરઅ વદ્દીન, મહાન સુલતાન, સખાવત અને ઉદારતાના માલિક...ખુદાની મહેરબાનીથી...અબુલ્ મુઝફ્ફર ફીરોઝશાહુસ્ સુલતાન (ખુદા તેના રાજ્યને આબાદ કરો) હિ. સં. ૭૮૪," એજ સમયે ઇડરનો રાજા રણમલ નામનો હતો. મલેક મુફર્રહે તેની પાસે ખંડણી માગી હશે અને તેણે પોતાણી આદત મુજબ ઈન્કાર કર્યો હશે, અને આ બન્ને વચ્ચે લડાઇનું કારણ થયુ હશે. 'રણમલછંદ'ના કર્તા શ્રીધર વ્યાસે (હિ. સ ૮૦૦) મીઠું મરચુ ભભરાવી એ હકીકતો લખી છે. તે એ જ

સમયનો મશહૂર દરબારી શાએર હતો. તેણે લખ્યુ કે "મલેક મુફર્રહે ઇડર ઉપર ચડાઇ કરી, પરંતુ રાજાએ તેને સખ્ત હાર આપી તેણે પહેલાં શમ્સુદ્દીન દામગાનીને (પૃ. ૪) હરાવ્યો અને તે ઝફરખાન બીજા એટલે કે દરિયાખાનને પણ હાર આપી ચડ્યો હતો. (પૃ. ૬)"

મલેક મુફર્રહ સાથે લડાઈ થઇ અને તે હાર્યો. તે જ્યારે ઘણો જ હેરાન પરેશાન હતો ત્યારે તેનો આખરી સમય (લગભગ હિ. સ ૭૯૩ જેટલો) હશે એ લડાઇમા મોડાસાના થાણદાર મીર રેહમાન (પૃ. ૩) અને લશ્કરનો સરદાર ખવાસખાન (પૃ. ૮) તેની સાથે હતા. લડવામા બગાળી, મોગલ, મલેક, તુર્ક વગેરે હરેક જાતના લોકો હતા. (પૃ. ૯) જનજુ કમાલ અને ખિદમતખાન પણ કોઈ મશહૂર અમલદાર હતા. (પૃ. ૧૦) રાજાની મદદ માટે રાજા કહાનડ પણ સાથે હતો. તે રજપૂતાનાના સંભર નામના શહેરમાં રાજ્ય કરતો હતો. શાએરનું કહેવુ છે કે મુસલમાનો હારી ગયા અને સત્તર હજાર માણસો માર્યા ગયા (પૃ ૧૨). એ ઉપરથી એમ પણ જણાય છે કે મુસલમાન સૈનિકો તે વખતે નમાઝ બરાબર પઢતા હતા રણક્ષેત્રમા પણ તેઓ નમાઝ ભૂલતા ન હતા (પૃ ૯) જગમાં તરવાર, તીર, ભાલા ઉપરાંત મગદળોનો પણ ઉપયોગ થતો હતો.[1] (મે જે રિસાલો 'રણમલ છંદ' ઉપર ટીકા રૂપે લખ્યો છે તેમાં આ બાબતનુ વિગતવાર વર્ણન કર્યુ છે તે ગુજરાતી ભાષામાં છાપવામાં આવ્યો છે)

હવે ફીરોઝશાહ તગલક વૃદ્ધ અને અશક્ત થઇ ગયો હતો, તેણે રાજ્યનો તમામ કારભાર ખાને જહાન વઝીરને સુપ્રત કર્યો. વઝીર હરેક કામ પોતાની મરજી મુજબ કરવા લાગ્યો, આ કારણથી શાહઝાદા મોહમ્મદશાહ બિન ફીરોઝશાહ અને વઝીર વચ્ચે અણબનાવ થયો. વઝીરે પોતાની તાકતનો અદાજ કાઢી એવો વિચાર કર્યો કે જો વચ્ચેથી શાહઝાદાને કાઢી મૂકવામાં આવે તો એ સલ્ત-

૧. રણમલ્લ છંદ—શ્રીધર વ્યાસ.

નતના ગુલાબમાં કાંટારૂપ રહેશે નહિ; આથી બાદશાહ આગળ વિનંતિપૂર્વક તેણે જણાવ્યું કે "મોહમ્મદશાહ કેટલાક ઉમરાવો સાથે મળી પોતે સલ્તનતનું તખ્ત હાસિલ કરવાની કોશિશ કરી રહ્યો છે." આ સાંભળી બાદશાહને દીલગીરી થઈ. એ તમામને ગિરફતાર કરવાનું તેણે ફરમાન કર્યું. આથી ખાને જહાન વઝીરે ઘણા ઉમરાવોને યુક્તિ પ્રયુક્તિથી ગિરફતાર કર્યા. એ લોકોમાં ઝફરખાન બીજો નાઝિમ પણ શામેલ હતો. વઝીરે આખરે એ જ ધમાલમાં તેની કતલ કરી. પરંતુ શાહઝાદો મોહમ્મદશાહ કોઇપણ રીતે હાથમાં આવ્યો નહિ. તેને વઝીરની ખરાબ દિયાનતની ખબર પડી ગઇ હતી તેથી તેણે પોતાના અંગરક્ષણની વ્યવસ્થા સંપૂર્ણ રીતે રાખી હતી. કેટલાક દિવસ પછી પાલખીમાં બેસીને ફીરોઝશાહ પાસે પહોંચ્યો. ચોબદારોને તેણે કહી દીધું કે કોઈ રોકટોક કરે તો જણાવવું કે મોહમ્મદશાહની બેગમ સુલતાનને મળવા જાય છે. ટૂંકમાં મોહમ્મદશાહ બાદશાહની ખિદમતમાં સશસ્ત્ર પહોંચ્યો અને વિનંતિપૂર્વક કહ્યું કે વઝીર ખાને જહાન પંડે સલ્તનત પચાવી પાડવાની ઈચ્છા રાખે છે અને તેથી જ આપને મારી બાબતમાં શંકાશીલ કર્યા. ખાને જહાનને કતલ કરવાનો હુકમ કરવામાં આવ્યો. આથી એક ટુકડીએ તેના મકાન ઉપર હુમલો કર્યો. તે પણ પુષ્કળ લડયો અને આખરે જખ્મી થઈ અંદર ચાલ્યો ગયો. જ્યારે સ્થિતિ પ્રતિકૂળ લાગી ત્યારે મકાનના પાછલા દરવાજાથી નીકળી મેવાતના રાજા "કોકા ચૌહાણ" પાસે જઈ આશ્રય લીધો. મોહમ્મદશાહના લશ્કરે વઝીરનું મકાન માલ અને અસબાબ સહુ લૂંટી લીધુ અને તેના પક્ષના ઉમરાવોને પણ તરવારથી કતલ કર્યા. એ બાબતથી શાંતિ કરી મોહમ્મદશાહ ફીરોઝશાહ પાસે ગયો. સુલતાન ફીરોઝશાહે તેને 'વઝીરે મુતલક' (સ્વતંત્ર વઝીર)ના હોદ્દા ઉપર નીમી, 'નાસિરુદ્દુનિયા વદ્દીન'નો ખિતાબ આપ્યો. અને સલ્તનતનાં તમામ કાર્યો તેને સોંપી પોતે ખુદાની બંદગીમાં વખત ગાળવા લાગ્યો, શુક્રવારને

દિવસે ખુત્બામા બન્નેના નામ પઢવામા આવ્યાં. આ બનાવ હિ સ. ૭૮૯ (ઇ સ ૧૩૮૭)ના શાબાન મહિનાનો છે

## મલેક યાકૂબ સિકંદરખાન

### ગુજરાતનો નાઝિમ (ઈ. સ. ૧૩૮૭-હિ. સ. ૭૮૯)

મોહમ્મદશાહ બિન ફીરોઝશાહ તગલકે સલ્તનતનો કબ્જો લીધો ત્યારે પોતાના પક્ષના ઉમરાવોને ખિતાબો અને જાગીરો આપ્યા તેઓમાં મલેક યાકૂબ મોહમ્મદ હાજી પણ હતો, જેને 'સિકંદરખાન'નો ખિતાબ આપી ગુજરાતનો નાઝિમ બનાવવામાં આવ્યો. સિકંદરખાનને એક ફોજ આપી ગુજરાત મોકલ્યો અને તેને તાકીદ કરી કે તમારે ખાનેજહાન વિરોનો બદોબસ્ત મેવાતમાં કરતા જવુ આથી સિકંદરખાને મેવાત પહોચી જંગનો પાયો નાખ્યો. મેવાતના રાજાએ જોયુ કે બીજાઓને લીધે નકામી બલા માથે વહોરવી પડે છે તેથી ખાને જહાનને પકડી સિકંદરખાનની પાસે તેને મોકલ્યો. સિકંદરખાને કતલ કરી તેનુ માથું મોહમ્મદશાહ પાસે મોકલ્યુ. સિકદરે આ વાતથી ફારેગ થઈ ગુજરાત તરફ જવાનો ઈરાદો કર્યો. એક પછી એક મંઝીલ કાપતો તે ગુજરાત પહોંચ્યો, પરતુ ફરહતુલમુલ્કે સૂબાનો કબ્જો સોંપવાનો ઇન્કાર કર્યો અને લડાઈ માટે તૈયાર થઇ ગયો. ઊંડો વિચાર કરવાથી એ વાત સાફ જણાઈ આવે છે કે ફરહતુલમુલ્ક ખાને જહાનની તરફદારી કરનારાઓમાનો એક હતો, અને તેથી સિકંદરખાનનું આવવુ તેને ગમ્યુ નહિ ફરહતુલમુલ્કની વ્યવસ્થા પાકી હતી અને સદા અમીરો તેનો પક્ષ ખેંચતા હતા, રૈયતનું તેને પીઠબળ હતુ, આથી બન્નેની લડાઈમાં ફરહતુલમુલ્ક જીત્યો અને સિકંદરખાન માર્યો ગયો. મોહમ્મદશાહ જ્યારે શિકાર કરતો હતો ત્યારે તેને આ બનાવની ખબર પડી. દિલ્હી પાછા આવી ફરહતુલમુલ્ક ઉપર વેર લેવાની તેણે કંઈ પણ કોશિશ ન કરી, પરતુ એશઆરામમાં મશગૂલ થયો;

આથી ગઝનીના ઉમરાવોને અવિશ્વાસ થયો અને તેની વિરુદ્ધ કાવતરું કર્યું. પરિણામે બળવો થયો. ખરી વસ્તુસ્થિતિથી વાકેફ થઈ મોહમ્મદશાહે ફોજી શક્તિથી તે દબાવવાની ઇચ્છા કરી, પરંતુ પાણી માથા ઉપરથી પસાર થઇ ગયું હતું. આખરે લાચાર થઈ ફોજી સત્તાનો ઉપયોગ શરૂ કર્યો. લડાઇ થઈ. દુશ્મનોની હાર થઈ. તેમણે ફીરોઝશાહ તગલક પાસે જઈ આશ્રય લીધો. બે દિવસ પર્યંત દુશ્મનો કે જેઓમાં ફીરોઝશાહના ગુલામોનો મોટો ભાગ હતો તેઓ હારની લડાઈ લડ્યા અને આખરે કંટાળી ફીરોઝશાહ તગલકને તખ્ત ઉપર બેસાડી બહાર લાવ્યા. લોકોએ રણક્ષેત્રમાં બાદશાહને છત્ર નીચે શાહી પોશાકમાં ઊભેલો જોયો ત્યારે મોહમ્મદશાહને છોડી તમામ પાદશાહના તરફદાર થયા. આવી રીતે વિજેતા હાર્યો. મોહમ્મદશાહ કેટલાક સાથીઓ સાથે સરમૂરના પહાડ તરફ નાસી છૂટયો બાદશાહ દિલ્હી પાછો આવ્યો અને 'તગલકશાહ બિન ફતહખાન બિન ફીરોઝશાહ તગલક' એટલે કે પોતાના પૌત્રને 'ગિયાસુદ્દીન'નો ખિતાબ અર્પણ કરી, તખ્તનશીન કર્યો. આ બનાવ ઈ સ. ૧૩૮૮ (હિ સ. ૭૯૦) નો છે. હિ સ. ૭૯૦ (ઈ. સ ૧૩૮૮) ના રમઝાનની ૧૮ મી તારીખે ફીરોઝશાહ તગલકે આ ફાની દુનિયામાંથી કૂચ કરી[૨] અને તગલકશાહ દિલ્હીનો સ્વતંત્ર બાદશાહ થયો ફીરોઝશાહનો સમય એક મુબારક જમાનો હતો. જ્યાંસુધી સલ્તનતની લગામ ખુદ તેના હાથમાં રહી ત્યાંસુધી મુલકમાં ભાગ્યેજ અશાંતિ જણાતી. કોઇપણ શખ્સને તેના તરફથી નાહક તકલીફ ન થાય તે માટે એ બને તેટલી કોશિશ કરતો હતો. પોતાના રાજ્ય દરમિયાન સલ્તનતના જુદા જુદા ખૂણા તરફ એ લક્ષ આપતો. "ફુતૂહાતે ફીરોઝી"નો અભ્યાસ કરવાથી એ બાબત ઉપર પૂરતો પ્રકાશ પડે

---

૧ તબકાતે અકબરી પૃ ૨૧૯ નવલકિશોર.

૨ કેટલાક લોકોએ રમઝાનની ૧૩ તારીખ લખી છે.

છે. અનાજ વગેરેના ભાવ માટે પણ તેણે એક કાયદો કર્યો હતો. અને નીચે પ્રમાણેના ભાવ તેણે મુકરર કર્યા હતાઃ

| અનાજ | જીતલ | દર મણ |
|---|---|---|
| ઘઉં | ૮ | ,, |
| જવ-જુવાર | ૪ | ,, |
| ચણા | ૪ | ,, |
| ભરડો | ૪ | ,, |
| ઘી | ૨½ | દર શેર |
| ખાંડ | ૩⅓ | દર શેર |
| દ્રાક્ષ | ૧ | દર શેર |

નોંધ

જીતલ એટલે હાલનો પૈસો, અને એક મણ ૧૪ પાકા શેરનો.

આવી રીતે મુલ્કની આબાદી માટે પણ હંમેશાં કોશિશ કરતો રહેતો; ખાસ કરીને ગુલામોની એક મોટી સંખ્યા તેની પાસે જમા થઇ ત્યારે બીજા મુલ્કોની માફક ગુજરાતમાં પણ ઘણાંખરાં શહેરોમાં તેમનો વસવાટ કરાવ્યો અને જાગીરો આપી, તેમજ તેમના ગુજરાન માટે યોગ્ય બંદોબસ્ત કર્યો; આથી ગુજરાતની વસ્તીમાં ઘણો વધારો થયો. જેમકે ફીરોઝશાહીમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

"અને કેટલાકને સામાના અને કેટલાકને ગુજરાત અને આવી રીતે જુદા જુદા ભાગોમાં વસવાટ માટે મોકલ્યા. અને આમ બીજા સૂબાઓમાં જાગીર અને વઝીફા આપી વસાવ્યા."[૧] કેટલાક લોકો એવા પણ હતા જેને માસિક પૈસા મળતા હતા. જેમકે કેટલાકને એકસો, કોઇને પચાસ અને કેટલાકને ૨૫ ટંકા મળતા.[૨] અને કોઇપણ શખ્સને ૧૦ ટંકાથી ઓછી રકમ મળતી નહિ. આ પ્રમાણે ગણતાં તદ્દન અદના આદમીને પણ ૨૫ રૂપિયા માસિક પગાર મળતો હતો.

૧. સિરાજ અફીફની તારીખે ફીરોઝશાહી પૃ ૨૭૦ પ્રેસ કલકત્તા
૨. મજકૂર કિતાબ.

ફીરોઝશાહના[1] સમયના સિક્કા નીચે પ્રમાણે છેઃ

| એક બાજૂ | બીજી બાજૂ |
|---|---|
| અસસુલ્તાનુલ્આઝમ | ફી ઝમનિલ્ ઈમામ |
| સૈફ અમીરૂલ્ મોમિનીન | અમીરૂલ્ મોમિનીન |
| અબુલ્મુઝફ્ફર ફીરોઝશાહિસ્ | અબૂલફત્હ |
| સુલ્તાની ખલ્લદત મુલ્કુહુ | ખલ્લદત ખિલાફતોહુ |

## ગિયાસુદ્દીન તગલકશાહ બિન ફતહખાન બિન ફીરોઝશાહ તગલક હિ. સ. ૭૯૦ ( ઈ. સ. ૧૩૮૮ ) શવ્વાલ

તગલકશાહ એક બિનઅનુભવી નવજવાન હતો. તેણે પોતાનો ઘણોખરો સમય એશઆરામમાં ગાળ્યો. તે સલ્તનતના કારભારમાં બેપરવા હતો. આ જોઈ તેના ભત્રીજા અબૂબક્ર બિન ઝફરખાને યુક્તિ રચવાનું શરૂ કર્યું. નાયબ વઝીર મલેક રુકનુદ્દીન અને બીજા ઉમરાવોને મળી બળવો કરવાની તૈયારી કરી. મોટા મોટા ઘણા ઉમરાવોની કતલ કરી. આખરે તગલકશાહનો વારો આવ્યો. ખાનેજહાન અને તગલકશાહે જ્યારે જાણ્યું કે સમય હાથથી ગયો છે ત્યારે જમના નદી તરફના દરવાજાથી નાસી છૂટયા, પરંતુ નાયબ વઝીર મલેક રુકનુદ્દીન મોતના ફિરિસ્તાની જેમ આવી સામો ઊભો રહ્યો. તેણે બન્નેને પકડી મારી નાખ્યા અને ચેતવણીરૂપે તેમનાં માથાં

---

૧. નોંધઃ—ફીરોઝશાહ તગલકના જમાનામાં નીચેના અબ્બાસી ખલિફાઓ મિસરમાં રહેતા હતાઃ

૨. અબુલ્ અબ્બાસ અહમદ અલ્હાકેમ બેઅમ્રિલ્લાહ

૩. અબુલ્ફત્હ ( અબૂ અબ્દુલ્લાહ ) અલ મોઅતઝિદ બિલ્લાહ.

સિક્કાના નામોઃ

૧. ચહલોહસ્તગાની, (૨) બીસ્તો પન્જગાની, (૩) બીસ્તો ચહારગાની, (૪) દવાઝદાગાની, (૫) હસ્તગાની, (૬) શશગાની, (૭) જીતલ, (૮) અદ્ધા, (અર્ધો જીતલ), (૯) બીગા ( $\frac{1}{4}$ જીતલ ), (૧૦) ટંકા ( જે સોનું અને ચાંદી બન્નેના બનતા હતા. )

દરવાજા ઉપર લટકાવ્યાં. આ બનાવ હિ. સ. ૭૯૧ (ઇ. સ. ૧૩૮૮)ના સફર મહિનાની ૨૧મી તારીખનો છે. ગિયાસુદ્દીને નાઝિમોમાં કંઇક ફેરફારો તો કર્યા. પરંતુ ગુજરાતપ્રાંત ઉપર ફરહતુલ-મુલ્કને કાયમ રાખ્યો આથી તેણે વધુ બેપરવાઈથી શાહી અમલદારો સાથેનુ વર્તન શરૂ કર્યું.

### તગલકશાહના સિક્કા

| એક બાજૂ | બીજી બાજૂ |
|---|---|
| ૧ તગલકશાહ સુલ્તાની ઝુરેબત બેહઝરતે દિલ્હી | નાયબ અમીરુલ મોમિનીન સન ૭૯૦ |
| ૨ તગલકશાહ સુલ્તાની | અબૂ અબ્દુલ્લાહ સન ૭૯૦. |

## સુલતાન અબૂ બક્ર બિન ઝફરખાન તગલક બિન ફીરોઝશાહ

### (હિ. સં. ૭૯૧) (ઇ. સ. ૧૩૮૮)

તગલકશાહને મારી નાખવામાં આવ્યો ત્યારપછી અબૂ બક્ર બિન ઝફરખાન તખ્તનશીન થયો અને મલેક રુકનુદ્દીને વિઝારતની કલમ-દાન સંભાળી. તેની સલ્તનત દિલ્હીમાં મજબૂત થઈ ગઈ તેમ છતાં સામાનાના સદ્દા અમીરોએ બળવો કર્યો અને નગરકોટમાં આશ્રય લઇ રહેલા મોહમ્મદશાહને આગ્રહપૂર્વક બોલાવી બાદશાહ બનાવ્યો. મોહમ્મદશાહે ઘણીવાર ફોજ તૈયારી કરી હુમલા કર્યા, પરંતુ હરેક વખતે અબૂ બક્રે હાર આપી તેની ફોજને વિખેરી નાખી. આખરે સુલતાની દરવાનની દગાબાજીથી મોહમ્મદશાહે તખ્તનો કબજો લીધો અને અબૂ બક્ર મેવાત નાસી છૂટયો. સુલતાન મોહમ્મદશાહે તેનો પીછો પકડી ગિરફતાર કર્યો. મીરટના કેદખાનામાં તે મરી ગયો. આ બનાવ હિ. સ. ૭૯૨ (ઇ સ. ૧૩૮૯)ના ઝુલહજ્જાની ૨૦મી તારીખનો છે. એ અરસા દરમ્યાન પણ રાસ્તીખાન ફરહતુલ્મુલ્ક ગુજરાતનો નાઝિમ રહ્યો. તેણે આ ખાનાજંગીનો ઘણો લાભ ઉઠાવ્યો. તેણે પોતાની સલ્તનત મજબૂત કરવામાં કંઈ કમી રાખી નહિ. હવે

તેના દિમાગમાં ખુદમુખ્તારીની હવાએ રસ્તો કર્યો. મોટા મોટા ઉમરાવો અને ખાસ કરીને સદા અમીરોને ગજી કરી સામાન્ય વર્ગના લોકોને પણ મનાવી લેવાની તેણે કોશિશ શરૂ કરી. જેમકે આમ લોકોની હમદર્દી હાંસિલ કરવા માટે ગેર મુસ્લિમોની અયોગ્ય તરફ-દારી શરૂ કરી. અને ધીમે ધીમે એ બાબતમાં એટલી બધી હદે ગયો કે હિંદુ નૈયતને માટે મુસલમાન નૈયતને નારાજ કરી.

ફતહખાન તો ૨૫ વરસની ઉમરે પિતાની પૂર્વે અવસાન પામ્યો હતો. ફીરોઝશાહ બિન ઝફરખાન એટલો બધો મશહૂર નથી કે ઇતિહાસમાં પણ એનું નામ ગણે મિરાતે અહમદીમા ગિયાસુદ્દીન તગલક બિન ફતહખાન વિશે લખવામા આવ્યુ છે કે તે પણ ફીરોઝશાહ કહેવાતો હતો, પરંતુ કોઇ પણ ઇતિહાસમા એ વાતને સમર્થન મળતું નથી. ફતહખાનના સિક્કા ઉપર એક જગ્યાએ હિ. સ. ૭૬૧ છે અને એ જ સાલ અબૂ બક્ર બિન ઝફરખાનની છે, તેથી ક્યાં તો એમ માનવુ પડશે કે ફીરોઝશાહ બિન ઝફરને પણ કેટલાક દિવસ માટે બાદશાહ બનાવવામા આવ્યો હતો, અથવા તો અબૂ બક્રનું બીજું નામ તખ્તનશીની પછી ફીરોઝશાહ રાખવામાં આવ્યુ હતુ.

## નાસિરુદ્દીન મોહમ્મદશાહ તગલક

(ઇ. સ. ૧૩૮૯–હિ. સ. ૭૯૨)

નાસિરુદ્દીન મોહમ્મદશાહને હરેક પ્રકારની શાંતિ હાસિલ થઈ ત્યારે સલ્તનતના મામલા તરફ ધ્યાન આપ્યુ. પ્રથમ તો ફીરોઝશાહી ગુલામોનું જડમૂળ કાઢી નાખવાને કમર કસી. તેઓ બેહદ તોફાની અને બળવાખોર થઇ ગયા હતા. જ્યારે એ દિશામાં પણ શાંતિ મળી ત્યારે બીજી બાબતો તરફ લક્ષ આપ્યું. ગુજરાતની નિઝામત તે સમય પર્યંત ફરહતુલમુલ્ક રાસ્તીખાનના હાથમાં હતી, તેના સમયમાં જ બૈતુલ્લાહની હજ તથા ઝિયારતના ઇરાદાથી હઝરત મખ્દૂમ શેખ અહમદ ખટ્ટુ પાટણ (નહરવાલા) આવ્યા[1] અને રાસ્તીખાનના પિતા મલેક ફતહુલમુલ્કને મળી ખંભાત ગયા,[2] અને ત્યાંથી સમુદ્રમાર્ગે મક્કા મોઅઝમા ગયા. રાસ્તીખાને ગુજરાત ઉપર બાર વરસ હકૂમત કરી. ફીરોઝશાહી ખાનદાનની માંહોમાંહેની તકરારનો લાભ લઈ તે મીજાજી થઇ ગયો. એણે અહીંના ઠાકોરો અને રાજાઓને મળી આપખુદીનું સ્વપ્નું જોયું. તે મલેક યાકૂબ સિકંદરખાનની ફોજને તે હરાવી ચૂકયો હતો અને તેનો બદલો લેવાને માંહોમાંહેની તકરારને લઇને દિલ્હીથી એક પણ ફોજ આવી નહિ, તેથી તેણે ધાર્યું કે મધ્યસ્થ હકૂમતમાં હવે મારો મુકાબલો કરવાની તાકત રહી નથી; તેથી તે સમયથી તેણે નક્કી કરેલ ખંડણી દિલ્હી મોકલવાનું બંધ કર્યું અને ત્યાંના હુકમોનો અમલ કરવાનો ઈન્કાર કર્યો. ગુજરાતના આમ મુસલમાન આ આપખુદીથી નારાજ હતા, બલ્કે પોતાની જાની અને માલી હિફાઝત માટે દિલ્હીની સત્તા નીચે રહેવું પસંદ કરતા હતા. આ કારણથી ફરહતુલમુલ્કે તેમના ઉપર સખ્તી કરવાનું શરૂ કર્યું. ખાસ કરીને ખંભાતના

૧. ખટ્ટુ, નાગોર જિલ્લામાં એક સ્થળનું નામ છે.
૨. મિરાતે અહમદીનું પરિશિષ્ટ, પ્રેસ, મુંબઈ. પૃ. ૨૫

વેપારીઓને બહુ સતાવ્યા અને તેમના વિરુદ્ધ હિંદુ (ગુજરાતી)-ઓને ગર્જી કરવાને કમર કસી, આથી મુસલમાનો ઘણા જ ઉશ્કેરાઈ ગયા અને આખરે તેઓએ એક અરજી મોહમ્મદશાહ તગલક બિન ફીરોઝશાહની ખિદમતમાં દિલ્હી રવાના કરી, તેમાં ફરહતુલમુલ્કના જુલ્મો અંગે ન્યાયની માગણી કરી. ગુજરાતના જુલ્મ-પીડિત લોકો જે આ અરજ લઈ આવ્યા હતા તેમણે ઘણી ખરી હકીકતો ઝબાની પણ કહી. આખરે બાદશાહે વિચાર કરી પોતાના વડા ઉમરાવોમાંથી ઝફરખાનની પસંદગી ગુજરાતની નિઝામત સોંપવાને કરી ફરહતુલમુલ્કને પૂરતી સજા કરી મુલ્કમાં સુલેહશાંતિ કાયમ કરવાનો તેણે ઈરાદો કર્યો. આ બનાવ હિ. સ. ૭૯૩ (ઇ. સ ૧૩૯૦)ના રબીઉલ અવ્વલની ત્રીજી તારીખનો છે.[1]

ગખી. ગુજરાત તરફ રવાના થયો. પ્રવાસ દરમ્યાન તેને ખબર મળી કે તાતારખાનને ત્યાં પુત્રનો જન્મ થયો છે જેનું નામ અહમદ-ખાન રાખવામાં આવ્યુ છે. આ ખુશ ખબર સાંભળી ઝફરખાનને અતિ આનદ થયો અને એ ખુશીમાં એક મેળાવડો કર્યો. લશ્કરના સિપાઈઓને ઇનામ અને ખિલાત સરફરાઝ કર્યાં નાગોર પહોંચ્યો ત્યારે ખભાત બંદરના લોકો ઝફરખાનને મળ્યા. તેઓ ફરહતુલમુલ્ક રાસ્તીખાનના જુલ્મની ફરિયાદ લઈ આવ્યા હતા. ઝફરખાને તેમને બેહદ સાંત્વન આપ્યુ અને કૂચ કરતો કરતો ગુજરાતની સરહદ ઓળંગી નહરવાલા પાટણ પહોંચ્યો. ત્યાંથી એક પત્ર રાસ્તીખાન ઉપર લખ્યો, જેમાં નીચે પ્રમાણે લખ્યુ હતું:—"મોહમ્મદશાહના દરબારમાં એમ જણાવવામાં આવ્યું છે કે મલેક મુફર્રહ નિઝામે ગુજરાતની ખંડણી વસૂલ કરી પોતે જ તેનો ઉપયોગ કર્યો છે અને એક પાઈ પણ શાહી ખજાનામાં ભરવામાં આવી નથી. આ હિંમત કર્યાં છતાં ગુજરાતના લોકોને રાજી રાખતો નથી, બલ્કે હરેક રીતે તેમના ઉપર જુલ્મ ગુજારવામાં આવે છે અને નાહક તેમને સતાવે છે. આથી ઘણી વખત લોકો ફરિયાદ કરવાને દિલ્હી પહોંચ્યા છે. તેથી હવે આ મુલ્કની વ્યવસ્થા મને સોંપવામાં આવી છે. આટલી સાલની બાકી ખંડણી સત્વર તમારા તરફથી દિલ્હી રવાના કરી દો જુલ્મ–પીડિતોને દિલાસો તેમજ સાંત્વન આપી, તમે પડે પણ દિલ્હી તરફ કૂચ કરી જાઓ." ફરહતુલમુલ્કે જવાબ આપ્યો કે "આટલું અંતર કાપી આપ જ્યાં આવ્યા છો ત્યાં થોભી જાઓ અને આગળ વધવાની તકલીફ ન લો. હું ત્યાં જ આવી હિસાબ આપી દઉં છું. પરતુ શરત એ કે આપ ફરિયાદીને મને સોંપી દો." ફરહતુલમુલ્ક ખાનેજહાન પક્ષનો હતો અને મોહમ્મદશાહ તરફ તેની કંઇ હમદર્દી ન હતી. વળી આ બનાવ અગાઉ મોહમ્મદશાહના એક અમીર સિકંદરખાનને તેણે મારી નાખ્યો હતો. માંહોમાંહેની ···રને લઈને મોહમ્મદશાહે એનું વેર વાળ્યું નહતુ. આથી ફરહ૦

તુઘ્લુમુલ્કને એમ થયું કે ઝફરખાનને પણ એ જ રીતે મારી નાખીશ. આ કારણથી તેણે ઝફરખાનને ચોક્કસ જવાબ ન આપતાં ગોળગોળ શબ્દોમાં જવાબ આપ્યો. તેમાં નમન અને વિરોધ બન્ને બાબતો મોજૂદ હતી. 'હિસાબ ચૂકવી દેવો' એટલે કે ખંડણી ભરી દેવાનો વાયદો કરે છે અને સાથે સાથે ધમકી પણ આપે છે કે–ખબરદાર હવે આગળ વધ્યો તો. વળી એક પ્રકારની માગણી પણ કરે છે કે "જેમણે મારી વિરુદ્ધ ફરિયાદ કરી છે તેમને મને હવાલે કરી દો." જે આશ્રિતોએ દિલ્હી જઈ ફરિયાદ કરી તેમને પૂરતી સજા કરવાની ઇચ્છા રાખે છે. ફરહતુલમુલ્ક બહુધા તે વખતે રાજ્યમાં પર્યટન કરતો હતો. તે બાર હજારનું એક લશ્કર લઈ ઝફરખાનને મળવાને નીકળ્યો. આ બાજુએ ઝફરખાન પણ કૂચ કરતો કરતો અસાવલ પહોંચ્યો. બે ચાર દિવસ જાય તે પહેલાં ઝફરખાનને ખબર પડી ગઈ હતી કે એક લશ્કર લઈ લડાઈ કરવાના ઇરાદાથી ફરહતુલમુલ્ક રવાના થઈ ચૂક્યો છે. ઝફરખાને તે પછી એક એલચી સુલેહ કરવા માટે પાટણ (નહરવાલા) મોકલ્યો, ત્યાં નિઝામ મુફર્રેહ પહોંચી જઈ ઝંગી ઇન્તિઝામમાં રોકાયેલો હતો એલચી મારફત તેણે પેગામ

પહોંચ્યો. ટૂંકમાં બંને ફોજોએ "કાંભોર[1]" આગળ સામસામા પડાવ નાખ્યા. આ સ્થળ પાટણ ( નહરવાળા )થી ૧૨ કોસને અંતરે આવેલું છે. હિ. સ. ૭૯૪ ( ઈ. સ. ૧૩૯૧ )ના સફર મહિનાની ૭ મી તારીખે લડાઈ શરૂ થઈ. બંને ફોજો પુષ્કળ લડી. જંગ દરમ્યાન ફરહતુલમુલ્કે પસંદગીના સવારોની એક ટુકડી લઈ ઝફરખાનની તલાશ શરૂ કરી. તેનો ઇરાદો ઝફરખાનની કતલ કરી લડાઇ જલ્દી ખતમ કરવાનો હતો, પરંતુ કર્મસંજોગે ઝફરખાનના એક યોદ્ધાએ તેનો પીછો પકડયો અને પાછળથી એવો ઘા કર્યો કે તે ઘોડાની છીન ઉપરથી જમીન ઉપર પટકાયો. સૈનિકોએ સત્વર તેનું માથું ધડથી જુદું કર્યું અને ઝફરખાન પાસે લાવી આગળ ધર્યું. આની ફોજ ઉપર ખરાબ અસર થઈ. નિઝામ મુફર્રહ–અર્થાત્ રાસ્તીખાનનું લશ્કર હાર ખાઈ વિખેરાઈ ગયું અને વિજેતા ઝફરખાને નહરવાલા (પાટણ)માં પ્રવેશ કર્યો. જે જગ્યાએ ઝફરખાનને જીત મળી હતી ત્યાં તેણે એક ગામ વસાવ્યું અને તેનું નામ "જેતપુર" રાખ્યું. એ ગામ મિરાતે સિકંદરીના કર્તાના જમાના (હિ. સ. ૧૦૨૭) પર્યંત આબાદ હતું. ઝફરખાને પાટણમાં પહોંચી સલ્તનતની વ્યવસ્થા શરૂ કરી. દરેક ઠેકાણે ગુમાસ્તા મોકલ્યા. ઠેકઠેકાણે ચોકી મુકરર કરી. આ રીતે

---

૧. આ સ્થળનું અસલ નામ શું છે તે ચોક્કસપણે જણાયું નથી. મિરાતે સિકંદરીમાં "સન્હુ" લખ્યું છે, ફરિશ્તાએ "કાંથુ" જણાવ્યું છે. પ્રોફેસર દહેલવીએ તારીખે ઈસ્લામમાં "કાંધુ" લખ્યું છે. મિરાતે મોહમ્મદીના કર્તાએ "કંબુ" જણાવ્યું છે. તબકાતે અકબરી અને મિરાતે અહમદીમા "કાંભુ" છે. મિરાતે અહમદીનો કર્તા શાહી દીવાન હતો તેથી ખંડણી વસૂલ કરવાની જરૂર રહેતી હોવાથી બીજા ઇતિહાસકારો સાથે સરખાવતા ગામોનાં ચોક્કસ નામોની માહિતી તેને વધારે હતી. આથી તેણે આપેલા નામને મેં વધુ પસંદગી આપી. હું ધારું છું કે ફરિશ્તામાં લહિયાની ભૂલથી શબ્દોમાં ફેરફ પડયો છે અને સંભવિત છે કે મિરાતે સિકંદરીના જમાનામાં એનું એ નામ હોય અને મિરાતે અહમદીના સમયમાં બદલાયું હોય.

એક પ્રકારની શાંતિ થઈ ત્યારે ઈ. સ. ૧૩૯૨ (હિ. સ. ૭૯૫)માં ખંભાત તરફ તેણે કૂચ કરી, કારણ કે માંહોમાંહેની તકરારનો લાભ લઈ નાલાયક લોકોએ વેપારીઓ અને આમ રૈયતને બેહદ હેરાન પરેશાન કરી મૂકી હતી. ત્યાં પહોંચી જુલ્મ-પીડિતોની દાદ સાંભળી ન્યાય આપ્યો, અને લોકોની શિકાયત દૂર કરી; સામાન્ય રૈયતને સાંત્વન અને દિલાસો આપ્યાં અને એક લાયક હાકેમને વ્યવસ્થા માટે મૂકી પાછો ફર્યો. અસાવલમાં થોડા દિવસ રહી ત્યાંનો પણ યોગ્ય બંદોબસ્ત

અમો લડયા નહોત તો લોકોમાં અમારી નામોશી થાત. હવે અમે લાચાર થયા છીએ ત્યારે તમો બદલો લેવા ઇચ્છતા હો તો ગરદન આ રહી અને જો માફ કરો તો આપની રહેમદિલી અને ઉદારતા છે." ટૂંકમાં ઝફરખાને તમામને ખુલ્લા દિલથી માફી આપી, અને ખંડણી અને નજરાણું લઇ જીત મેળવી પાછો ફર્યો. એક સાલમાં એટલે કે હિ. સ. ૭૯૬ (ઈ. સ. ૧૩૯૩)માં રબીઉલ્ અવ્વલની ૧૭ મી તારીખે મોહમ્મદશાહ તગલકનું અવસાન થયું.

## સિકંદરશાહ તગલક

હિ. સ. ૭૯૬ (ઈ. સ. ૧૩૯૩) રબીઉલ્ અવ્વલની ૧૯ મી તારીખે સુલતાન મોહમ્મદશાહ તગલકનો વડો પુત્ર હુમાયૂનખાન "અલાઉદ્દીન સિકંદર" નામ ધારણ કરી તખ્તનશીન થયો. તેના સમયમાં લગભગ હરેક સૂબાના હાકેમ પોતપોતાની જગ્યા પર હતા તેમ રહ્યા. અફસોસની વાત છે કે સિકંદરશાહ એવા રોગોથી પીડાતો હતો કે મુક્ત થઇ શક્યો નહિ અને હિ. સ. ૭૯૬ (ઈ. સ. ૧૩૯૩) ની જમાદિઉલ અવ્વલની ૫ મી તારીખે તેનું અવસાન થયું.

## સુલતાન નાસિરુદ્દીન મહમૂદ તગલક
### ( ઈ. સ. ૧૩૯૩–હિ. સ. ૭૯૬ )

હિ. સ. ૭૯૬ (ઈ. સ. ૧૩૯૩) ના જમાદિઉલ અવ્વલની ૧૯ મી તારીખે મોહમ્મદશાહનો બાળપુત્ર 'મહમૂદ નાસિરુદ્દીન'નો ઇલ્કાબ ધારણ કરી તખ્તનશીન થયો. તેણે પણ ગુજરાતના અમલદારોમાં કંઇપણ ફેરફાર ન કર્યો. ઝફરખાન ગુજરાતના હાકેમ તરીકે રહ્યો. તેના પુત્ર "તાતારખાન"ની દિલ્હીમાં સુલતાનના મહાન ઉમરાવોમાં ગણત્રી થતી હતી.

તાતારખાનનાં ગુજરાતમાં નાસી આવવાનાં કારણો:— સુલતાન નાસિરુદ્દીન મહમૂદ તગલકની તખ્તનશીનીથી જો કે

રાજ્યના ઉમરાવોમાં એક પ્રકારની શાંતિ થઈ ગઈ તેમ છતાં એ ઘણા જ કમજોર દિલનો બાદશાહ હતો. આથી પાછળથી રાજ્યમાં ઘણી જ અવ્યવસ્થા ફેલાઈ ગઈ. કોઈપણ પ્રકારનો તેનો પ્રભાવ કોઈપણ અમીર ઉપર રહ્યો નહિ. આથી હરેક અમીરની એવી ઇચ્છા હતી કે બાદશાહને પોતાના કબજામાં રાખી પંડે સલ્તનતનાં તમામ કામો પોતાની મરજી પ્રમાણે કરે. એ બાદશાહના સમયમાં પ્રથમ પૂર્વના પ્રાંતોમાં બળવો થયો. ખ્વાજહાન વઝીરને એક લશ્કર આપી રવાના કરવામાં આવ્યો અને તેણે જોનપુર, કનોજ, બિહાર વગેરે જીત્યાં, અને આગળના રિવાજ મુજબ બંગાળામાંથી ખંડણી વસૂલ કરી. બાદશાહે તેને "મલેકુશ્શર્ક" નો ખિતાબ આપી એ સૂબાનો નાઝિમ બનાવ્યો. તેણે જોનપુરને પાયતખ્ત નક્કી કરી એક સ્વતંત્ર હકૂમતનો પાયો નાખ્યો. અને પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ લગામ પોતાના હાથમાં લઈ હકૂમત કરવા લાગ્યો.

એક પછી એક બનાવોનો ઉલ્લેખ કરું તે પહેલાં દરબારના ઉમરાવો જે જુદા જુદા સૂબા ઉપર કામ કરતા હતા તેમનાં નામની એક ફેહરિસ્ત લખું છું, જેથી સહેલાઈથી વાંચતી વખતે હરેકની હકીકત ધ્યાનમાં આવે, કારણ કે તેમને લીધે જ બાદશાહ બિનસત્તાવાળો હતો અને રાજ્યમાં કલેશ હતો તેમજ મુલ્કમાં સુલેહશાંતિનો અભાવ હતો.

૧ મલેકુશ્શર્ક ખ્વાજહાન, વઝીર.
૨. મુકર્રબુલમુલ્ક મકર્રબખાન અમીરુલ ઉમરા, નાયબ મલેક.
૩. અબ્દુર રશીદ સા'દતખાન બાર્બક.
૪. મલેક સારંગ સારંગખાન, દીબાલપુર (દેવાલપુર)નો હાકેમ.
૫. મલેક દોલતખાન, સલ્તનતનો મંત્રી.
૬, આદિલખાન (કે આલીખાન) સારંગખાનનો ભાઈ, લાહોરનો હાકેમ.

૭. મલેક ઈકબાલખાન મલ્લુખાન ( સારંગખાનનો ભાઇ ), સીરી ( પુરાણા દિલ્હી નજીક ) કિલ્લાનો હાકેમ
૮. મલેક અલાઉદ્દીન, ધારવાડનો હાકેમ.
૯. મલેક તાજુદ્દીન, દીબાલપુરનો નાયબ હાકેમ.
૧૦. મલેક અલી, ઉચ્છ ( સિંધ )નો હાકેમ.
૧૧. ગાલિબખાન, સામાનાનો હાકેમ.
૧૨. ખવાસખાન, કર્નાલ (પાણીપત નજીક)નો હાકેમ.
૧૩. ખિઝરખાન, મુલતાનનો હાકેમ.
૧૪. મુબારકખાન હલાજુન બિન મલેક રાજૂ.
૧૫. મલેક અલ્માસ ( કે ઈલિયાસ )
૧૬. ફઝલુલ્લાહખાન કલ્લગખાન બલ્ખી.
૧૭. શિહાબ નાહેર
૧૮. બહાદુર નાહેર
૧૯. રાય કમાલ
૨૦. મુખ્તસખાન
૨૧. તાતારખાન, પાણીપતનો હાકેમ.
૨૨. ઝફરખાન, ગુજરાતનો હાકેમ.
૨૩. નસીરુલમુલ્ક (તાતારખાનનો સંબંધી).

સુલતાન મહમૂદ તગલક "મુકર્રબુલ્ મુલ્ક"ને દિલ્હીમાં મૂકી પોતે ગ્વાલિયર અને બિયાના તરફ ગયો અને સા'દતખાનને સાથે રાખ્યો. ગ્વાલિયાર પહોંચ્યો ત્યારે મલેક અલાઉદ્દીન અને મલ્લુખાન સાથે મળી મુબારકખાને સા'દતખાનને મારી નાખવાનું કાવતરું રચ્યું, પરંતુ સા'દતખાનને એ બાબતની જાણ થઈ ગઈ અને તેણે અલાઉદ્દીન અને મુબારકખાનને મારી નાખ્યા. મલ્લુખાને નાસી છૂટી દિલ્હી મુકર્રબુલમુલ્ક પાસે જઈ આશ્રય લીધો. બાદશાહ દિલ્હી આવ્યો ત્યારે મુકર્રબુલમુલ્કે શાનદાર આદરસત્કાર કર્યો, પરંતુ મુકર્રબખાનને એમ જાણી ચિંતા થઈ કે મલ્લુખાનને આપેલો આશ્રય

બાદશાહને નાપસંદ છે; તેથી શહેરમાં આવી તે કિલ્લામાં ભરાયો અને લડાઈ શરૂ કરી. ત્રણ માસ પર્યંત બને વચ્ચે જંગ જારી રહ્યો. આખરે ગોઠિયાઓએ બાદશાહને સમજાવ્યો કે આ લડાઈ તમારી સામે નથી, તેથી લડાઈમાં સાંદતખાન સાથે રહેવું નકામું છે. બાદશાહને પણ એ સલાહ ઠીક લાગી. હિ. સ. ૭૯૭ (ઈ. સ. ૧૩૯૪)ના મોહર્રમ મહિનામાં તક જોઈ બાદશાહ મુકર્રબુલમુલ્ક પાસે દિલ્હી ચાલ્યો ગયો. કિલ્લાની મજબૂતી તથા વરસાદના કારણે સાંદતખાન પોતાની ફોજ સાથે ફીરોઝાબાદ ચાલ્યો ગયો અને બીજા અમીરોની સલાહથી નુસ્રતખાન બિન ફતહખાન બિન ફીરોઝશાહને મેવાતથી બોલાવી (જેણે ત્યાં આશ્રય લીધો હતો) બાદશાહ બનાવ્યો અને પોતે સલ્તનતનો તમામ કારભાર પોતાના હાથમાં લઈ લીધો. કેટલાક દિવસ પછી સાંદતખાનનાં સખ્તાઈ તથા અવિચારી કાર્યોથી લોકો કંટાળ્યા અને બાદશાહ નુસ્રતશાહ પણ દુ:ખી થઈ ગયો; એટલી હદ સુધી કે મોકો જોઈ તેણે સાંદતખાન ઉપર હુમલો કર્યો. તે આ ઓચિંતી આફતથી વાકેફ નહતો તેથી મુકાબલો કરી શક્યો નહિ અને ત્યાંથી નાસી છૂટી પોતાના દુશ્મન મુકર્રબુલમુલ્ક પાસેથી રક્ષણ લઇ દિલ્હીમાં રહેવા લાગ્યો. પરંતુ થોડા જ દિવસ પછી મુકર્રબુલમુલ્કે તેની કતલ કરાવી દીધી. ફીરોઝાબાદના ઉમરાવો અને નુસ્રતશાહ પાસેથી ફરીથી વફાદારીના સોગંદ લેવડાવ્યા અને ઘણા મુલ્કોનો કબજો લીધો. આ વખતે બે બાદશાહ હતા: નાસિરુદ્દીન મહમૂદ તગલક મુકર્રબુલમુલ્કની હિમાયત નીચે, અને નુસ્રતશાહ બિન ફતહખાન તગલક તાતારખાનની હિમાયત નીચે. પહેલો દિલ્હીમાં રાજ કરતો હતો અને બીજો ફીરોઝાબાદમાં. દરબારના ઉમરાવોમાં પણ બે પક્ષો હતા. નુસ્રતશાહના પક્ષમાં નીચેના અમીરો હતા:

૧. મોહમ્મદ તાતારખાન–વઝીર, પાણીપતનો હાકેમ.
૨. શિહાબ નાહેર–શિહાબખાન.

૩. ફઝલુલ્લાહ કત્લગખાન બખ્ખી.
૪ મુખ્તસખાન
૫. સા'દતખાન (જેને મુકર્રબુલમુલ્કે મારી નાખ્યો)
૬. ગાલિબખાન, સામાનાનો હાકેમ
૭. મલેક અ'માસ (કે ઇલિયાસ).
૮. રાય કમાલ.

બાકીના ઉમરાવો મહમૂદ તગલકની તરફદારી કરતા હતા. સીરીના હાકેમ મલ્લુખાન ઈકબાલખાન અને જૂની દિલ્હીના હાકેમ બહાદુર નાહેર બિનપક્ષી હતા. ત્રણ વરસ પર્યંત બંને બાદશાહો વચ્ચે લડાઈ ચાલુ રહી અને કઇપણ ફેંસલો થઇ શક્યો નહિ. ઈ. સ. ૧૩૯૫ (હિ. સ. ૭૯૮) માં દીપાલપુરના હાકેમ મલેક સારંગે ખિઝરખાન પાસેથી મુલતાન છીનવી લીધું અને ઈ. સ. ૧૩૯૬ (હિ. સ. ૮૦૦) માં આલીખાન (આદિલખાન) સાથે લડી સામા-નાનો પણ કબજો લીધો. સામાનાનો હાકેમ નુસ્રતશાહના તાબામાં હતો, તે નાસવું પસંદ કરી પાણીપતમાં તાતારખાનને મળ્યો. નુસ્રતશાહે મદદ માટે લશ્કર તાતારખાનની સરદારી નીચે મોકલ્યું. તાતારખાન મલેક ઇલિયાસ (અલ્માસ) હિ. સ. ૮૦૦ (ઇ. સ. ૧૩૯૭) ના મહોર્રમની પમી તારીખે કૌટલા ગામ પાસે સારંગખાન સાથે લડ્યો. મલેક સારંગ હાર્યો, અને મુલતાન તરફ નાસી છૂટ્યો. તાતારખાન તલોંડી પર્યંત પીછો પકડી ગયો. પછી રાય કમાલને પૂંઠ પકડવાનું સોંપી પોતે પાછો ગયો. એ જ સમયે જો અમીર તૈમૂરનું આગમન થયું નહોત તો તાતારખાન નક્કી જ સારા પંજાબ તેમજ સિંધનો કબજો લઈ લેત અને તેમ કરી મજબૂત થઇ દિલ્હીની રાજ બંધ કરી નુસ્રતશાહને તખ્ત ઉપર કાયમ કરત અને હરીફને પૂરી હાર મળત. મલ્લુ ઈકબાલખાન આ સમય પર્યંત બિનપક્ષી રહ્યો હતો, પરંતુ હવે તેણે જોયું કે નુસ્રતશાહનું પલ્લું ભારી થતું નજરે પડે છે ત્યારે તે હિ. સ. ૮૦૦ (ઈ. સ. ૧૩૯૭) ના શવ્વાલ

મહિનામાં નુસ્રતશાહ પાસે આવ્યો અને શેખ કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (૨૯.) ની કબર ઉપર કુરાને શરીફ સામે રાખી શરણાગતિ અને મોહબ્બતનો એકરાર કર્યો. ત્યારપછી નુસ્રતશાહને સાથે લઈ દિલ્હી આવ્યો, પરંતુ ત્રીજે જ દિવસે આ નિમકહરામે કુરાને શરીફને ગોખમાં મૂકી નુસ્રતશાહ ઉપર હુમલો કર્યો. નુસ્રતશાહ પોતાનામાં કમતાકાત જણાતાં ત્યાંથી ફીરોઝાબાદ ચાલ્યો આવ્યો, પરંતુ તમામ સાધનસામગ્રી છોડી દેવી પડી ઇકબાલખાને ફીરોઝાબાદમાં પણ જઈ લડાઇ કરી. આખરે બાદશાહે પાણીપતમાં તાતારખાન પાસે જઈ આશ્રય લીધો. ઇકબાલખાન ફીરોઝાબાદ ઉપર પણ કબજો કરી દિલ્હી તરફ ફર્યો અને તેણે મુકર્રબુલ્મુલ્કનો કાંટો કાઢી નાખવાનો વિચાર કર્યો. બે મહિના પર્યંત લડાઈ કરતો રહ્યો, પરંતુ ફતેહમંદ ન થયો. આખરે કેટલાય ઉમરાવોએ વચમાં પડી બન્ને વચ્ચે સુલેહ કરાવી એઉ એક બીજાના મિત્ર થઈ ગયા અને વખતોવખત દિલ્હી જવા આવવા લાગ્યા. એક દિવસ દગાબાઝ ઇકબાલખાને મોકો જોઈ મુકર્રબુલ્મુલ્ક પર હુમલો કરી તેને મારી નાખ્યો અને હવે મહમૂદ તગલક લાચાર થઇ ઇકબાલખાનના હાથમાં શેતરંજનો શાહ થઈ રહ્યો. ઇકબાલખાને જોયું કે દિલ્હી અને તેની આજુબાજુ તો એક પ્રકારની શાંતિ છે અને લગભગ તમામ મહાન મહાન દાવાદાર અમીરો કતલ થઈ ચૂક્યા છે, તેમજ નુસ્રતશાહના તરફદારોમાં હવે ફક્ત તાતારખાન રહી ગયો છે તેથી તેનું પણ નિકંદન કાઢવું જોઇએ. આથી મહમૂદ તગલક સાથે એક ફોજ લઇ પાણીપત પહોંચ્યો અને તેને ઘેરો ઘાલ્યો. તાતારખાને જોયું કે આ અચાનક આવેલી બલા ટાળવી મુશ્કેલ છે, તેથી તેણે એક બીજી જંગી ચાલ એ કરી કે એક ફોજ સાથે પાણીપત છોડી દિલ્હી આવ્યો કે જેથી દિલ્હીનું રક્ષણ કરવાને ઇકબાલખાન ત્યાં પાછો આવે તો પછી સામાના વગેરે પાસેથી મદદ લઇ તે ઇકબાલખાનને શિક્ષા કરે. પરંતુ અફસોસ કે એ ખયાલી દુરદેશી કંઇ કામ આવી નહિ.

ઈકબાલખાને પાણીપત સહર કર્યું અને તાતારખાનનો તમામ સમાન લૂંટી લીધો. ઈકબાલખાનને પાણીપતની યોગ્ય વ્યવસ્થા કરી દિલ્હી પાછા ફરવું મુનાસિબ લાગ્યું. ત્યાં તાતારખાને ઘણું જોર બતાવ્યું, પરંતુ દિલ્હીનો કિલ્લો મજબૂતાઈ તેમજ ઇકબાલખાનની સંપૂર્ણ વ્યવસ્થાને લઈને જિતાયો નહિ. ઇકબાલખાન દિલ્હી આવ્યો ત્યારે લાચાર થઈ તાતારખાનને ઘેરો ઉઠાવી લેવો પડયો. આ સમય તાતારખાન માટે મુસીબતનો હતો. ઇકબાલખાનનું પર્યટન લાંબું હતું. જો તૈમૂરી ફોજોએ પંજાબ અને મુલતાનને પાયમાલ ન કર્યાં હોત તો સિંધ પર્યંત ફતેહનો ડંકો વગાડતો દિલ્હીનો બાદશાહ બની ગયો હોત તો કંઇ તાજુબીની વાત નહતી. તાતારખાન દરેક રીતે નિરાશ અને પરેશાન થઈ ગયો તેથી પોતાના પિતા ઝફરખાન પાસેથી મદદ લઈ ઈકબાલખાનને હરાવી દિલ્હીનો તાજ શિર પર રાખવાના ઈરાદાથી ગુજરાતમાં આવ્યો. નુસ્રતખાને નાસી છૂટી કોઈ ગ્યળે આશ્રય લીધો અને તૈમૂર સુલતાનના ગયા પછી જૂની દિલ્હીનો કબજો લીધો, પરંતુ ઈકબાલખાન તેને ત્યાંથી કાઢી મૂકયો. તે પછી ગાયબ થઇ કોઇ ઠેકાણે મરણ પામ્યો એમ મનાય છે. આ બનાવ ઈ. સ. ૧૩૯૮ (હિ. સ. ૮૦૦) નો છે,

## નુસ્રતશાહ તગલકનો સિક્કો

નુસ્રતખાનનો ફક્ત એક સિક્કો મળ્યો છે જે નીચે પ્રમાણે છે :

'નુસ્રતશાહે સુલતાની નાયબ અમીરૂલ મોમિનીન."

અમીર તૈમૂર ગૂરગાની ઈ. સ. ૧૩૯૭ (હિ સ ૮૦૦)માં પોતાના પાયતખ્તમાંથી જીતના ઈરાદાથી હિંદમાં આવ્યો. ઈ.સ. ૧૩૯૮ (હિ. સ. ૮૦૧)માં સિંધુ નદી ઓળગી મુલતાન પહોંચ્યો. હિ. સ. ૮૦૧ (ઈ. સ. ૧૩૯૮) જમાદિઉલ આવલ મહિનાની પાંચમી તારીખે જમના નદી ઓળંગી તે દિલ્હી તરફ વધ્યો અને ( હિ સ. ૮૦૧ ઇ. સ.

૧૩૯૮)ની જમાદીઉલ અવ્વલની ૭મી તારીખે મલ્લુ ઇકબાલખાનને હાર આપી તેણે દિલ્હીમાં પ્રવેશ કર્યો અને હિ. સ. ૮૦૧ (ઈ. સ. ૧૩૯૮)ના જમાઉલ અવ્વલની ૧૬મી તારીખે તેણે દિલ્હી લૂંટી તેનો વિનાશ કર્યો[1] અને એવી જ રીતે લૂંટગાર કરતો હિંદુસ્તાનમાંથી પાછો ગયો. મલ્લુ ઇકબાલખાન "અરન" તરફ નાસી છૂટ્યો, અને મહમૂદ તગલક મદદ માટે ગુજરાતમાં ઝફરખાન પાસે આવ્યો. ઝફરખાને હરેક યોગ્ય રીતે મહેમાનગીરી કરી, પરંતુ અમીર તૈમૂરની વિરુદ્ધ મદદ કરવાને ના પાડી. આ બનાવ ઈ. સ. ૧૩૯૮ (હિ. સ. ૮૦૦)નો છે. મહમૂદ નિરાશ થઈ માળવા ગયો અને ઇકબાલખાનની વિનંતિને માન આપી દિલ્હી આવ્યો. ખાનજહાનના મરણને લઈને ઇકબાલખાને જોનપુરની સલ્તનતનો કબજો લેવાનો ઇરાદો કર્યો અને મહમૂદને લઈ કનોજ સર કર્યું. જોનપુરનો શાહ મુકાબલો કરવાને આવ્યો. મહમૂદ તગલકે વિચાર કર્યો કે જોનપુરનો શાહ મારા પુરાણા આશ્રિતોમાંનો છે તેની સાથે મળી જાઉં તો બાદશાહ મને સત્તા અપાવશે. તે શિકાર કરવાના બહાને તેના લશ્કરમાં ચાલ્યો ગયો. ઇકબાલખાન આ જોઈ પાછો આવ્યો અને જોનપુરના શાહે મહમૂદની મહેમાનગીરી પણ ન કરી, આથી મહમૂદ પાછો આવ્યો અને કનોજનો કબજો લઈ એણે સંતોષ માન્યો. એ વખતે હિંદુસ્તાન ઉપર ઘણા અમીરો આપખુદીથી હકૂમત કરી રહ્યા હતા અને માંહોમાંહેના ટંટાથી એકબીજાને ગળી જવાની કોશિશમાં રોકાયા હતા.

---

૧. શિહાબુદ્દીન મોહમ્મદ ગોરીના સમયથી આ સમય પર્યંત હિંદની દોલત બરાબર હિંદમાં જ રહી. ૨૦૦ વરસના અરસામાં મોગલોએ વારંવાર હુમલા કર્યા, પરંતુ હિંદના સુલતાનોની બહાદુરી અને દેશભક્તિને લઈને મોગલો જમાવટ કરી શક્યા નહિ. ૨૦૦ વરસ પછી તગલક અમીરોની માંહોમાંહેની તકરારને લઈને તૈમૂરને હિંદુસ્તાન ઉપર હુમલો કરવાનો મોકો મળ્યો અને અફસોસ કે આ નકામી ખાના જંગીને લઈને હિંદુસ્તાનની અઢળક દોલત હિંદની બહાર ગઈ.

## અમીર તૈમૂરની રવાનગી પછીના હિંદુસ્તાન આપખુદી ઉમરાવો

દિલ્હી અને દોઆબ વચ્ચેનો પ્રદેશ
ગુજરાત
મુલતાન, સિંધ, દેવબાલપુર અને લાહોર
કાલ્પી
જોનપુર, અયોધ્યા, બિહાર
માળવા
સામાના
બિયાના
ગ્વાલિયર

સિંધને હાકેમ ખિઝરખાન ઇકબાલખાનને હાર આપ્યા પછી પોતાની તાકત બરાબર વધારતો વધારતો ધીમે ધીમે દિલ્હી તરફ વધ્યો, એટલે સુધી કે ઘણી વખત દિલ્હીને ઘેરો ઘાલ્યો, પરંતુ મહમૂદ તગલકની ખુશ કિસ્મતીથી અમુક કારણોસર ઘેરો ઉઠાવી લેવો પડયો ઈ. સ. ૧૪૧૨ ( હિ સ. ૮૧૫ ) માં મહમૂદ તગલક શિકાર કરી પાછા ફરતી વખતે બીમાર થઈ ગયો અને ઝુલ્કાદા મહિનામાં આ ફાની દુનિયામાંથી કૂચ કરી ગયો. તે દિવસથી તગલક ખાનદાનનો હંમેશ માટે અંત આવ્યો અને ગુજરાત ઉપર દિલ્હીની શહેનશાહતના હક્કો જતા રહ્યા. ઝફરખાનના ખાનદાનના હાથમાં ગુજરાતની ખુદમુખ્તાર હકૂમત આવી.

## તગલક વંશ

- તુર્ક કોમ
  - કરૂના–તેની એક શાખા
    - તગલક કરૂના
      - સિપાહસાલાર રજબ તગલક
        - ફીરોઝશાહ તગલક
          - ઝફરખાન તગલક
            - ફીરોઝશાહ તગલક
            - અબુબકરશાહ તગલક
          - ફતહખાન તગલક
            - તુગલખાન તગલક
            - ગિયાસુદ્દીન તગલકશાહ બીજો
          - નાસિરુદ્દીન મોહમ્મદશાહ તગલક
            - હુમાયૂનખાં સિકંદરશાહ તગલક
            - નાસિરુદ્દીન મેહમૂદશાહ તગલક
      - બેગ તગલક મલેક ગાઝિઉદ્દીન પાછળથી સુલતાન ગિયાસુદ્દીન તગલકના નામથી મશહૂર થયો
        - ફખ્રુદ્દીન જૂના મોહમ્મદ શાહ તગલક
          - પુત્રી
        - શાહઝાદા મહમૂદ જે પિતા સાથે જ છત તૂટવાથી મરણ પામ્યો હતો.
      - અબૂબક્ર તગલક